


આંખની તપાસ તમામ મુફત કરી ખરા પત્થરના ચશમાં બનાવી આપીશું. ચશમાંની કમાનો, આઈગ્લાસો, રૉલ્ડ ગૉલ્ડની જવેલરીઓ મ્યુઝીકલ બોક્ષીસ, હારમોન્યમો અમો કીફાયતે વેચ્ચે છીએ.

# ઍમ્પાયર વૉચ ઍન્ડ ઑપટીકલ કું૦

ચશમા, ઘડીયાળ અને ઝવેરાતના વેપારી.



બાનુઓ અને ગ્રહસ્થોને ખરના વૉચો, ઑફીસ અને ઘરને લાયકના કલૉકો, ફેન્સી અને સાધારણ ટાઈમપીસો, પ્રૉટેકટર્સો, રીસ્ટ સ્ટ્રેપસો, અને સાંકલીઓ ઈત્યાદી વેચ્ચે છીએ.

નહાના મોટા ઘડીયાળોને લગતું દરેક તરાહનું સમારકામ કીફાયતે ખાત્રીપુર્વક કર્યે છીએ.

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# અબળાનો કીનો!

## (ઇંગ્રેજી સંસારની એક વારતા.)

ઇંગ્રેજી ઉપરથી

બનાવનાર—અરદેશર ખરશેદજી દેશાઈ

(શોખીન)

તે

'નવરંગ' માસિકના માલેક અને અધિપતિ;
'જીગર કે દીગર?'; 'બાપનો ભોગ';
'બદીના બસમાં'; 'કરણીનો ફેજ';
'શેરદીલ શૂરવીર'; ઇત્યાદીના
કર્તા.

આવૃતી પેહેલી.

ઇ. સ. ૧૯૧૮.

કીં. રૂ. ૧-૪-૦.

૭૪૬૮

# એક તંદરોસ્તી હજાર ન્યામત!

હાજી! એ કહેવત તો સાચી! મગર તંદરોસ્તી કેમ જાળવવી એ આજે ભાગ્યે સોએ વીસ જણ જાણે છે. ઉત્તમ મરી મસાલા અને ચોખ્ખા ઘીમા પકાવેલા પકવાનો તમારી તંદરોસ્તીની ગુપ્ત ચાવી છે.

સારો, સોજ્જો અને વળી સસ્તો ઘરસંસારી દરેક સામાન, જેવો કે ઘી, ખાંડ, સુખડ, લોબાન, ચોખા, દાળ, મેવો, મરી મસાલો મેળવવાનું સૌથી ભરસેદાર ખાતું આ સામે નોંધેલા જરથોસ્તી બીરાદરોનું છે. Just have a try!




આ પુસ્તક "અબળાનો કીનો!" નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

## સેંટનો રાજા.




કીંમત ૦।। ડ્રામની બાટલી રૂ. ૦-૮-૦
" ૧ " " રૂ. ૦-૧૨-૦

૦।। આઉંસની મોટી બાટલી રૂ. ૨-૦-૦
પેકીંગ તથા ટપાલ ખર્ચ જુદું.

# ઓટો દીલ-ચમન.

ઓટો દીલ-ચમનના સુગંધી
કાર્ડ ડઝન ૧ ના
રૂ. ૦-૧૨-૦




સેંટ અથવા સુગંધી કાર્ડ ખરીદ કરતી
વખતે "દીલ ચમન" નામ બરાબર
વાંચીને લેવાની તસ્દી લેવી. નમુના
માટે બે આનાની ટીકીટ બીડવી.

# પ્રસ્તાવના.

શુક્ર તે કિરતારના કે નવ માસની એક ન્હાની મુદતમાં અમો એક બીજું પુસ્તક ગુજરાતી વાંચનારી કદરદાંન આલમની જનાબમાં પેશ કરવાને ભાગ્યવંત નિવડયે છીએ.

દર વરસે અમારી મિસ્કીન કલમથી લખાએલું એકકું નૉવેલ બહાર પાડવાની અમારી અભિલાષા અમોએ અમારાં પેહેલાં પુસ્તક 'જીગર કે દીગર?'માં દરશાવી હતી, અને તેને ઉત્તેજનથી વધાવી લેનારાં સંખ્યાબંધ કદરશનાશો શુભાગ્યે નિકળી આવવાથી તેમ અવશ્ય કરવાને અમોએ નિર્ધાર્યું હતું.

પણ તે અમારી બહુ ઉમંગથી વંચાયલી અને એકકે અવાજે વખણાયલી પારસી સંસારની ફત્તેહમંદ વારતાને બાહાર પડયાને હજી એક સાલ પુરૂં ગુજર્યું નથી અને તે અરસામાં એક બીજી અમારી લખેલી વારતાની ચોપડી થોડુંકમાં બહાર પડનાર છે એવી મતલબની જાહેરાત અમારા એક દિલશોઝ રફીક મી૦ એદીલ હોરમસજી દેશાઇ તરફથી બાહાર પાડવામાં આવી હતી. આ ચોપડી, અસલમાં, એ ભાઈ તેના હકો ખરીદી લઇ પ્રગટ કરનાર હતા, પણ ન ટળી શકે એવી ચોકકસ નડોને સબબે તેમ કરવાનું એ ભાઇને નાચારી અને નાખુશી સાથ પડતું મેલવું પડયું. પણ એ બેરાદરની જાહેરાતને આધારે થયલાં સંખ્યાબંધ ઘરાકોએ ચોપડી મેળવવાનો ધુજારો અમો ઉપર ચલાવ્યો, અને તે ફરી અને ફરીથી અનેક મરતબા થયલા ધુજારા આગલ નમી જઇને અમારો વિચાર એટલો જલદી ન હોવા છતાં પણ અમને અંતે એ તતકાળ બાહાર પાડવાની જરૂર પડી. આટલો ટુંક ખુલાશો આગમચથી થયલાં મેહેરબાંન ઘરાકોની વાકેફી અર્થે ખાસ કરવાની જરૂર અમો એટલા વાસ્તે વાજબી વિચારીએ છીએ કે તેઓએ એ ચોપડી અસલમાં પણ અમોજ કાઢનાર હતા એમ અમારી એક સરખી અટકો ઉપરથી ભુલથી માની લઈ "તે કાંહાં છે?" ના ધુજારાથી અમને ધુજાવી માર્યા હતા!

આ વારતા ઈંગ્રેજી સંસારનું એક સાદું પણ મનઆકુશક ચિત્ર છે, અને તે વાંચનારાં સજ્જનોની પસંદગીપાત્ર નિવડશે એવી અમને ઉમીદ કરવાની છે. એ લગરીક જાસ્તી ન્હાની

બનવાથી અમોએ એક બીજી તેટલીજ રસીલી સંપુર્ણ વારતા, 'નહીં લગનના લગન!' નામની એજ સંસારની છેવટમાં ઉમેરી છે. એ વારતા બુધવાર તારીખ ૬ ઠી અને ૧૩ મી જાનેવારી ૧૯૧૫ ના પારસી પાયોનીયર પત્ર 'જામે જમશેદ'ના અંકોમાં બે હફતે પ્રગટ થઇ ગઈ છે અને તે વાંચનારાં કદરદાંનોને ગમ્યા વિના રહેશે નહી એમ માનવાની અમને લાલચ થાય છે.

આ ચોપડીમાં સમાવવામાં આવેલી જાહેર ખબરો આપનારા ધંધાદારી સદગ્રસ્થોનો તેઓની કૃપાદ્રષ્ટિ માટે અમો આભાર માન્યે છીએ, તેમજ તે મેળવી આપવાનો મુશકીલ શ્રમ ખેંચવા કાજે અમારા લેફ્ટનંટ ભાઈ એદલજી હોરમશજી દેશાઈના આભારી છીએ.

છેવટમાં અમારા આગમચથી નોંધાયલાં ઘરાકો તેમજ વખાણનારાઓનો એકત્ર આભાર માનવાનું અમો વિસરીએ એ વાજબી નથી. તેમાં તે મેહેરબાંનોનો તો અમો ખાસ આભાર માનવાની રજા લઇએ છીએ કે જેઓએ અમો ઉપર એક ચોકકસ ઠેકાણેથી થયલા હસદખોર હુમલાઓના બેવજુદપણાં માટે અમને ન્યાય આપતું પોતા તરફથી ખાસ લખી વાલ્યું છે. કેટલાંક કદરદાનો તરફથી તેનો વલતો જવાબ તેવીજ ફીસમે કરવા માટે કેટલીક જરૂરી થઈ પડે એવી સુચનાઓ સાથ અમને લખવામાં આવ્યું છે; મગર તેમ કરવા અમો નારાજ છીએ. અમારી મીસ્કીન કલમને યા અમારાં ગરીબડાં માસિકની કટારોને જરનાલીઝમની માનવંત લાઇનને એબ લગાડનારાં એવાં ગલીચ "ગટર પત્ર"ની પંકતીએ ઉતારી પાડવા અમો કમકમાત અને તિરસ્કાર સાથ ના પાડયે છીએ.

સૌને સૌના વિચારો મુબારક છે. મગર એટલું તો સમજદાર વાંચનારી આલમ બેતકરાર સમજે છે કે એ પત્ર, કે જેને અમો એક ભાઇબંધની ઉપમાં આપતાં પણ ખરાં દિલથી લજવાઇએ છીએ, તેના આગલા માલેક મીο ફરામજી મેહેતાની સાહસીક બે બેટીઓ—'બે બિલ્લસના માથાંબાના' ધરાવતાં સુકાનીઓમાં જેટલી જરનાલીસ્ટીક કુનેહ અને આવડત હતી તેમાંની સૌમાં ભાગ જેટલી પણ 'પડદા પાછલ છુપાઈ દોરી તણાવતા' તેના હાલના 'મુછાલા' સુકાનીમાં નથી!

નવરંગ પ્રેસ.
૧૫ મી એપ્રીલ, ૧૯૧૮. } અરદેશર ખરશેદજી દેશાઈ.

# અર્પણ.

મરહુમ ભાઇ ધનજીશાહ ફરામજી હારવર

તે

માહરા સાચા શુભેચ્છક; માહરાં લખાણોનાં એક
અદના કદરશનાસ અને મોટા વખાણનારા,
મધ્યમ મવસર છતાં દિલના અમિર;

અને

**લાખમાં એક મળે એવા—**

મોજીલા, શોખીલા, અને સ્વાર્થ રહીત મિત્રતાના એકથી
અનેક અંગત પુરાવા આપી ચુકેલા માહરા મરહુમ
મિત્ર કે જેનું અકાળ મૃત્ય તેવીસ વરસની
ભર જવાંન વયે ગયે માસ નિપજ્યું
છે, તે સાચા દોસ્તની પવિત્ર
યાદમાં આ ન્હાનું પુસ્તક
દુઃખી જીગરે અર્પણ
કરૂં છું.

બનાવનાર.

૧૫—૪—૧૯૧૮.

# A WORD OF ADVICE !

મહાગુરૂ શેકશપીયર કહી ગયો છે કે એક માણસનું
મુલ તેના વસ્ત્રો ઉપરથી અંકાય છે.

## એ વાત ખરી છે.

સીવવાનો હુન્નર સંપૂર્ણતાની ટોંચે આજની
વીસમી સદીમાં ચઢયો છે,
મગર તે પુરો સમજવાની લાયકાત બહુ
થોડા ધરાવે છે.

કોઈ પણ મગરૂરીથી કહીશું કે અમો ટેલરીંગ
શું ચીજ છે તે સમજીએ છીએ.




જમાનાના સાથે, જેન્ટસ મોડના તમામ
પોશાકના અમો સ્પેશીયાલીસ્ટ છીએ.

## નમુનેદાર કામ:—અમારી ગેરંટી છે.

એક ટ્રાયલ લઈ જુઓ.

૭૨, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



# ધી બૉમ્બે વૉચ એન્ડ ક્લૉક માર્ટ.

એકલા માલેક—**ઈસમાઈલ જુસબ.**

**૧૨૪—૧૨૬, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઈ ૩.**

ઘડીઆલો, તેને લગતી તમામ સામગ્રીઓ, ટાઈમપીસો, ઝવેલરીઓ, ઇલેકટ્રીક વનડરસો, ચશમાને લગતો સામાન, હારમોન્યમ, સિવવાના સાંચાઓ, ઈત્યાદી સપલાઈ કરનાર.

## થોડા વખત માટે ખાસ ઘટાડેલા ભાવો.

**ઘડીયાલ** E J ગેરંટી વર્ષ પાંચની દજન એકના ... રૂ. ૩૦.
**રીસ્ટ વૉચ** E J ગેરંટી વર્ષ ત્રણની દજન એકના ... રૂ. ૪૫-
**રીસ્ટ લેધર** ગ્રોસ એકના રૂ. ૯ અને તેથી વધુ.
**રાસ્ટ ચેન** નિકલ સ્પ્રીંગની દજન એકના... ... .. રૂ. ૧૮.
**રાસ્ટ ચેન** ગૉલ્ડ ગીલીટ સ્પ્રીંગની દજન એકના... .... રૂ. ૨૪.
**રીસ્ટ કવર (જાલી)** દજન એકના... ... ... ... રૂ. પા
**ગીની ચાર્મ**--વેલ્વેટ કાર્ડના સોનેરી ગીલીટના દજનના... રૂ. ૧૮

**માલ વી૦ પી૦ થી મોકલવામાં આવશે.**

બનામે ખુદા.

# અબળાનો કીનો!

(ઇંગ્રેજી સંસારની એક વારતા.)

## પ્રકરણ ૧.

મૉનીકા સ્ટીનને જ્યારે લેડી પૉમરેટની ચાર છોકરીઓ સારૂ એક ગવરનેસ તરીકે રાખવામાં આવી ત્યારે, તેણીએ રજુ કરેલાં ભલામણપત્રો તદનજ સંતોષકારક હતાં. તે પોતે તે કામને તમામ લાયકની હતી એ ખુલ્લું હતું, મગર તેણીનામાં બે મોટી ખામીઓ લેડી પોમરેટને દેખાઈ હતી. તે તેણીની જુવાંની અને ખુબસુરતી હતી.

"એક ગવરનેસ હોવી જોઇએ તેનાં કરતાં એ ઘણી વધારે દેખાવળી છે," લેડી પોમરેટે પોતાના ધણી આગળ ખાનગીમાં બળાપો કર્યો હતો, "અને વળી ઘણીજ ન્હાની ઉંમરની. મગર મેં એને તેમ છતાં બી રાખીછ કેમકે આય એની પેહેલીજ નોકરી હોવાથી એ ઘણા ટુંક પગારે રેહેવા કબુલ થઇછે. હું ઇચ્છુંછ કે કાશ સંધ જાય; પણ ખરેખર માહરો છોકરો જરા જીયાદા વૃધ હતે તો હું એને રાખતાં ખંચાતે?"

"તુ હમણા તાહરા છોકરાઓ માટે ફીકર ના કર," સર રૂફસે ઠંડો ઉત્તર કર્યો, કેમકે પોમરેટ ખાંનદાનની તે આશ અને વારસ હજી તો માત્ર ચઉદ વરસની તરૂણ વયનો હતો, એટલે કંઈ ધાસ્તી જેવું તેવણે ધાર્યું નહીં. તેથી તેવણે વાજબી રીતે પોતાની ધણીઆણીની તે બાએની ફીકરો હસી કાઢી.

મૉનીકા સ્ટીનને એ રીતે રાખવામાં આવી. અને તે તેની એ નવી નોકરી ઉપર સર રૂફસ પોમરેટને મકાને આવી રહી. સર અને લેડી રૂફસ પોમરેટની એ નવી ગવરનેસ દરેક રીતે એક ગવરનેસના કામને અચ્છો ઇન્સાફ આપનારીજ થોડાં દિવસમાં જણાઇ.

મૉનીકા સ્ટીનને તે પોતાની નવી ફરજની બજાવણીમાં ઘણું ડલ લાગ્યું; અને વળી તે પોતે લેડી પોમરેટથી જેમ તેવણ તેણીથી સંતોષ પામ્યાં હતાં તેમ સંતોષ પામી ન હતી. એ એક માસ એમ કર-વકરે ગબડયા પછી એક નવુંજ ખેંચાણ તેણીની દમ સાંસ વગરની જીંદ-ગીમાં દાખલ થયું. સર રૂફસ પોમરેટના ત્રણ છોકરાંઓ માટે એક શીક્ષકને જાથુકનો રાખવામાં આવ્યો.

તે એક યુનીવરસીટીની કેળવણી પામેલો એક ઝલકતી કારકીર્દીવાલો ચંચલ જવાંન હતો; કે જે નાણાં સંબંધી સાંધણની કોતાહીને લીધે વધુ શીખવું દીલગીરી સાથ છોડી દઈ એક શીક્ષકની નોકરીએ, ભવીશમાં કંઇ સારૂં મળે તેટલાં તુરત વેળા જોડાયો હતો. તે જવાંન, કહેવામાં કંઇજ નવું વાંચનારાં સાહેબોને નહી જણાશે કે, મોનીકા સ્ટીનની અસાધારણ ખુબસુરતી તરફ આવતાંની સાથ ખેંચાયો.

થોડાજ વખતમાં તેઓ વચ્ચે ધાડી મિત્રાચારી પડી ગઇ. તે બંનેના જુવાંન જીગરો એકમેક સાથ ઘણાં મળી ગયાં. પ્રેમનું ધીમું પજરણુ તેઓ વચ્ચે પડી ચુકું, અને તે રફતે રફતે જાસ્તી જોશ લેવા લાગું.

એક દિવસ મીસ મૉનીકા સ્ટીન તે મોટા ઘરના સ્કુલ રૂમમાં છોક-રાંઓની એક્ષરસાઇઝ તપાસતી સાંઝને છેડે બેઠી હતી. તે લેડી પોમરેટને મોઢેથી આપણે ઉપર સહમજી આવ્યાં છે તેમ, એક ઘણી દેખાવલી અને જવાંન વયની મધુરી હતી. તેણીને ભાગ્યેજ અઢારેક વર્ષ હશે, તેણી ઘણીજ લબ્લી હાલ દીસ્તી હતી, અને ઉંમરમાં વધતાં તે વધતી સોહામણી અને મન-આકશક બનશે એવી દરેક આશા આપતી હતી.

ચળકતા રાતા સોનેરી બાલોના એક અચ્છા જઠાથી તેણીનું સુંદર સર ભરેલું હતું કે જે હાલમાં તે બારી નઝદીક બેસી કામ કરતી હતી ત્યારે ઘણી મોહક કીસમે સુર્યના તેજસ્વી પ્રકાશમાં ચમકી રહયા હતા. તેણીનો ગોરો ઘટમારો મનોહર મુખડો એવા બાલ ધરાવનારાઓના કેસમાં હર-દમ રહેતો આવ્યો છે તેમ જરાક કીરમજીનો કસ ધરાવતો આંજી નાંખ-નારો હતો, કે જે તેના કાળાં ભવાં હેઠળ ભરાયલી સુંદર અને ડાર્ક બ્લુ

ચશમોના એક મનપસંદ ઉમેરા સાથ ઘણો દીપતો દીસતો હતો. તેણીનો ચેહેરો જરા ફીકકો હતો, અને તેણીની નાજુક ન્હાની હડપચી, અને લાલ હોઠોના દેખાવ ઉપરથી અનુમાન લઈ શકાતું હતું કે તે ચોકકસ હદ સુધીના મક્કમ મનની હતી.

તેણીનો સાદો કાળો પોશાક–લેડી પોમરેટ પોતાને ત્યાંની ગવરનેસો કાલોજ લેશ્નાશ સજે એમ જોવા ચાહતી હતી તે—કોઈ બીજા કલરના કીંમતી પોશાક કરતાં તેણીની ખુબસુરતીને જાસ્તી દીપાવી રહયો હતો. ટુંકમાં મૉનીકા સ્ટીન જુવાંનીના બહારમાં ખીલી રહેલી એક જોવાજોગ પીકચર હતી.

અને તેમ એક જણ ખરેખર ધારતું બી હતું.

તે, અમોએ ઉપર કહયું તેમ, એક્ષરસાઇઝો તપાસવાના કામમાં મશગુલ સ્કુલ રૂમમાં બેઠી હતી, તેટલાં બારણાં ઉપર ટકોરા પડયા. 'અંદર આવો' તેણીએ તે ટકોરા મારનારને દિલથી પીછાણી ચેહેરામાં રહેજ સુર્ખી પકડતાં મીઠાં નાદે પુકાર્યું.

એક જવાંન, આસરે બાવીસ કે ત્રેવીસ વર્ષનો, અંદર આવ્યો.

તે પતલો, ઉંચો, પણ દેખાવડા મુખડાંનો જવાંન્યો હતો; કે જે પોતાના દેખાવ અને આવભાવ ઉપરથી એક કાબેલ માણસ હોવાનો ખ્યાલ કરાવતો હતો.

"હું તમને ડીસ્ટર્બ તો નથી કરતોની?" તેણે, બૅનેટ ગીઅરસને, અંદર આવતાં એોશકથી પ્રશ્ન કર્યો, "તમને આય ચોપડીઓ પાછી આપવા હું આવ્યો છું."

એક મિઠા 'દેંકયુ' સાથ મૉનીકાએ તે ચોપડીઓ તેના હાથો-માંથી લીધી; પણ તે જાણતો હતો કે તેણી બી જાણતી હતી કે તે ચોપ-ડીઓ પાછી આપવા આવવાનું તે માત્ર એક બાંહાણુંજ હતું.

"તમે બીઝી છેવ," બૅનેટે ટેબલ ઉપર નજર નાંખી કહયું, "તમારે એટલી બધી જહેમત નહી ઉઠાવવી જોઇએ?"

"બીજો છુટક નથી—માહરે કરવુંજ જોઇએ," મૉનીકાએ હસીને કહયું, "જો હું એમ સખ્ત વહીતરૂં નહીં કરૂં તો પછી માહરૂં કામ ઑર્ડરમાં રહેજ નહીં."

"તમને શીખવવા ગમેછે કે?" તે જવાંને જાણુવા ઇચ્છીયું. તે તેબલ ઉપર હાથ ટેકવી વાંકો વળી તેણી તરફ જોતાં બોલતો હતો.

તેણીએ જવાબ દેતી વખત તેની સામું જોયું, "ઘણું તો નહીંજ. તમને ગમેછ કે?"

"મને—" બેનેટ, જરા હસીને બોલ્યો, "મુતલ્લ નહી! એ તો આગળ વધવાના એક શરૂઆતના પગથ્યાં તરીકે હું એ કામ બજાઉંછ. હું કંઈ સારાં કામની તપાસમાંજ છું અને મને દરેક આશા છે કે મને મળશે. માહરે મેળવવુંજ જોઇએ," તે ભાર નાંખીને બોલ્યો, "આય ગામમાં કંઈ હું માહરી જીંદગી રગડી નાંખું એ તો કોઈ કાલે બનશેજ નહી.

"હું એક મર્દ નથી કે કંઈબી કરી શકું," મૉનીકાએ ચલાવ્યું, "અને વળી હું તદન એખલી છું, દુન્યામાં માહરૂં કોઈજ નથી, એટલે ગવરનેસ સિવાય બીજું માહરી સરજતમાં ગોયા નિર્માણજ નથી."

"કદાચ હશે. આજે નહી તો ભવીશમાં કોઈ દિવસે તો જરૂરજ હશે!" બેનેટે ધીમાં સાહદે સહમજાવ્યું.

તેણી નીચી નજરે બેસી રહી, અને તે જવાંને ધ્રુજતા ઝડપી અવાજે જારી રાખ્યું, "હું દુન્યામાં ફાવવા માંગુછ, અને માહરી ખાત્રી છે કે હું ફાવશ. બેશક હાલમાં તો માહરી પાસ કંઈજ નથી. પણ માહરો એક મોટો મેહેરબાંન મિત્ર છે—માહરા મરહુમ પપાનો તે ખાસ ચમ થાયછ–તે જરૂર માહરે માટે કાંઈ કરશે. મેં દુન્યામાં વધવાનો ઠરાવ કર્યોછ, અને મોનીકા, તેમાં હું તને માહરી ભાગીદાર કરવા માંગુંછ!"

મોનીકા લાલ લાલ બની ગઈ. તેણીના હાથો, જે એક્ષરસાઈઝ ઉપર ઠેરવેલા હતા તે, ધ્રુજવા લાગ્યા. તે ખામોશ બેસી રહી.

"તું જાણતી તો હશેજ કે હું તને ચાહુંછ," તે જવાંને ઉત્સાહ સમેત વધાર્યું, "તને મેં જોઇ ને જોઈ હું તાહરા પ્યારમાં દિવાનો બન્યોછ. મોનીકા! મને આશાનો એક શબ્દ કહે. બોલ, કે તું માહરી તરફ બેદરકાર તો નથીજ, તું મને ચાહેછ, માહરી દરકાર રાખેછ–એક જરા પણ."

તેણે પોતાના હાથો તેણીના ધ્રુજતા હાથોપર મુકયા, અને તેણી તરફ વાંકો વલ્યો.

તેણીએ પોતાની ચશમો ઉઠાવી તેની તરફ જોયું કે જેમાં તેણીનો જવાબ ઘણી અસરકારક કીસમે વાંચી લઈ શકાતો હતો.

"હું દરકાર કરૂંછ—ઘણીજ કરૂંછ!" તેણીએ સાદાઇથી કહયું.

તે સ્વર્ગ સુખી બનાવનારા શબ્દો તે પ્યાર ઘેલા જવાંને ખુશહાલીથી પ્રફુલીત બની ઉભરાઈ જતાં જીગરે સમજ્યા. તેણીની નાજુક કમર આસપાસ પોતાના હાથો વિંટાળી એક સાચ્ચા આશકની જોરાવર મોહબતના સખુનોનો દર્યાવ તેણે તેણી આગળ ખાલી કર્યો.

"માહરી ડાર્લીંગ! માહરી મધુરી!" તે પ્યારથી પટપટયો, "માહરી ખુબસુરત મોનીકા!"

મોનીકા તેની બગલમાં જરાવાર દબાઈ રહી છુટી થઇ, અને તેની તરફ જોઈ બોલી, "તુંને દુન્યામાં ફાવવાનું છે, ઍનેટ. તેથી, જલદી પરણવાનું તાહરે માટે વાજબી છે કે!"

"માહરી મધુરી!" તે જરા અટકી બોલ્યો, "આપણને પરણતાં કદાચ વરસો વહી જશે. એટલીસ્ટ હું કાંઇ સારાં પોઝીશન પર આઉં તેટલો વખત તો આપણને વગર શકે થોભવુંજ પડશે. ખરેખર તો માહરે તને પુછવું નહીં હતું." તેણે ખુલ્લાં દિલે કહયું, "પણ-પણ હું તને કોઇબી ક્રાસમે છોડી દેવા કે બીજાંની થતી જોવા નહીં માંગતો'તો."

મોનીકા તે સમજી હસી; મગર તે છતાં બી તે વિચારવંત દીસી.

"માહરા પપાના એક પુરાણા મિત્ર-લૉર્ડ લીન્સે ઉપર મેં લખેલું છે કે તેવણે મને પોતાના સેક્રેટરી તરીકે નોકરીએ રાખવો. જો એ પોસ્ટ મને મલ્યો, કે જેમ થવાની મને હરેક આશા છે, તો, પછી માહરૂં ભવિષ્ય ઝળકતુંજ જાણજે, કેમકે એ લૉર્ડ ઘણો લાગવગ્યો છે, અને તે મને વધારવા જરૂર પોતાનું બનતું કરશે," તેને મોનીકાને સહમજાવ્યું, પણ તે છતાં તેણીને વિચારવંત જોઇ ગુસ્સાથી વધાર્યું, "માહરી શકિતમાં તો તુંને વિશવાશ છે કેની ડીયર? જો તેમ ન હોય તો ઘણું ખોટું!"

મોનીકાએ પોતાની ડાર્કબલુ આંખો ઉઠાવી વળતા ઠપકાથી તેની તરફ જોયું.

"હું માહરૂં જીગર અર્પી ચુકીછ," તેણીએ મકકમ અવાજે કહયુ, "અને હું જ્યાં ચાહુંછ ત્યાં સંપુર્ણ વિશવાશ બી હરદમ મુંકુંછ!"

"હું જાણુંછ કે તુંને માહરા ઉજવળ ભવિશમાં વિશવાશ છે," તેણે ખુશી થઈ કહયું.

"બેશક પુરેપુરો છે," મોનીકાએ પોતાનું સુંદર સર મગરૂરીથી ઉચ્યું કરી પુર્ણ ખાત્રીથી કહયું,—"હું જાણુંછ કે તું કેટલો હુસ્યાર છે, બેનેટ, અને માહરી ખાત્રી છે કે તું જે બી કામ માંથે લેશે તે પુરેપુરૂં બજાવશેજ."

"ખચ્ચીત, તું માહરી તારીફ કરેછ," બેનેટે કહયું. તે તેણીના તે કૅામ્પલીમેન્ટથી ખુશી થયલો દીસ્યો, "હવે સહમજ માહરા ભવિષ્ય સંબંધી મેં શું ગોઠવણ કરી રાખી છે તે ?".

પણ અત્રે મોનીકાએ તેને વધતું કાંઈ કહેતાં અટકાવ્યો.

"હવે તો તું હમના અંહીથી જા," તેણીએ કહયું.

"કાંય?"

"હમના છોકરાંઓ આવતાં હશે, અને તું જાણેછ કે શીખવવાની વખત માહરી આગળ કોઈ રહેછ તે લેડી પોમરેટને પસંદ નથી."

"ડેશ ઈટ! પણ મોનીકા વ્હાલી, લેડી પોમરેટ તાહરી તરફ સખ્ત તો નથીની?"

"નહીં તેવું તો કાંઇજ નથી;" મોનીકાએ કહયું, "પણ તો બી, બેનેટ ડીયર, પોતાના બચ્ચાંઓને શીખવવાના ટાઈમ વખતે મને કોઈ વિઝીટરો મળવા આવી ડીસ્ટર્બ કરે એ જોવા તો બેશક વાજબીજ રીતે તેવણ નારાજ થાય."

"ત્યારે ટુંકમાં એમ કે માહરે અંહીથી જતાજ રહેવું," તેણે કાંઇક નારાજીથી સવાલ નાંખ્યો.

"હાલ તુરત તો, હા," મોનીકાએ એક મીઠા હસ્વા સાથ જવાબ દીધો.

"ઑલ રાઈટ! ત્યારે હું કહાડાઉંછ. મગર તે અગાઉ આપણા વચ્ચે આજથી શરૂ થતાં સંબંધ ઉપર માહરે પસંદગીની મોહોર તો લગાવવી જોઇએ," તેણે તેણી ઉપર કીસી માટે વાંકો વળતાં કહયું.

"જલદી કરો, છોકરાંઓને આવવાનો અવાજ આવેછ," મોનીકાએ ધીમા સ્વરે કહયું.

તેણે ઉતાવળે તે પ્યારા હોથો વ્હાલથી ચુમી લીધા, અને છોકરાંઓ તે રૂમમાં આવી લાગે તે પેહેલાં ત્યાંથી ખસ્લી ગયો.



# પ્રકરણ ૨

જવાંન એનેટ ગીઅરસન ત્યાંથી નિકળેલો પોતાના રૂમમાંજ સિધો ગયો. મોનીકા સ્ટીને પોતા આગળથી તેને ચાલી જવા કહયું, એ તે પ્યારથેલા જવાંનને મનશે, તેમ કરવામાં તેણી સંજોગો તપાસતાં તમામ વાજબી હોવા છતાં, નઓજુ દીસ્યું. તેને તે જરા થઇને ગમ્યું નહીં.

"એ મને કાહર કાહરમાંજ પડી; ને કેટલી ઠંડી એ હતી?" તે લગરીક ફફડાટથી બબડયો. તે એવો કંઈ ખ્યાલ કરવા તો સેહેજ વાર પણ થોભ્યોજ નહી કે એક અબળા જે પોતાના શેઠ તરફની ફરજો બજાવવા પોતાનાં કરતાં પણ વધારે ઉટકકીન હતી તે એક ઘણીજ વિશ-વાશુ શાગેર્દ તે મર્દની (તેની) થશે કે જેને તે પોતાનું જીગર દઇ ચુકી હતી. એવો કંઇ નમુનેદાર વિચાર તે પોતાની માશુક માટે બાંધવાને તો તેને તે ફફડેલો હોવાથી સુજ્યુંજ નહીં, સાંમો તે ઉલટીજ કીસમે દોરવાયો.

"એને જરાક વધારે ઉતશાહ દાવવોજ હતો," તે વિચારવા લાગો, "કેમકે એને માટે આ એક વગર શકે સારૂં સાદું છે. એક પેની વગરની એ મુફલીસ છે, ને હું—વૅલ—હું તો ભવિશમાં ઘણો સારો દિવસ ભોગવવાની આશા રાખુંછ. અપોન માઇ વર્ડ, હું નહીં ધારતો કે એટલી જલદી એના હાથની માંગણી કરી દેવામાં હું મુર્ખો બન્યો હોઉં. એ પોતેજ બોલી તેમ તે કંઇ માહરી કારકીર્દીને તો નહી નડે? બેશક, તુરતા તુરત પરણ-વાનું તો મનેજ પરવડે નહી; મગર, એ સર્વે છતાં," તે જરીક વધારે જુસ્સાથી વિચારવા લાગો, "હું મોનીકાને ચાહું છું. કોઇ બી જવાંનનું મન હરી લય એવી એ એક લવ્લી છોકરી છે; કોઇ ભલા ધનેનરનું ઘર શોભાવે એવી એ મધુરી છે."

અને એમ તે એક સંતોષના એક છુટકારા સાથ છેલ્લે એવાં સેવટ ઉપર આવ્યો કે મોનીકા સ્ટીનના પ્યારા હાથની માંગણી કરવામાં તેણે કશું બગાડયું તો નહીજ હતું,

તેનો રૂમ સર રૂફસ અને લેડી પોમરેટના રૂમોની બાજુમાંજ આવેલો હતો. તેના શિષ્યો સ્કુલ રૂમ તરફની સાઇડે આવેલા રૂમોમાં છુટા બીજા નોકરોની રખેવાલી હેઠળ સુના હતા. તે પોતાના રૂમમાં ઉપલો વિચાર ગંભી-રાઇથી કરતો એક મોટી બારીના શૅડમાં ઉભો હતો, તેટલાં તે ચોંકયો.

પોતાના રૂમમાં કોઈ બીજાઓના વાત કરવાનો અવાજ તેને કાંને એકાએક આવ્યો.

"એ કોણ માહરા રૂમમાં વાત કરેછ ? તેણે આજુબાજુ જોઇ અર્ધે મોટે સાદે પુછ્યું.

"અને માહરાં લેડી પાસે આવાં ફાંકડાં ઝુવેલ્સો છે. એ કેવું શરમ ભર્યું કે તેવણ તે કોઇ કદાચ બી પેહેડતાં જણાતાં નથી," એનેટને કાંને તે ચાલી રહેલી વાતચીતના શબ્દો પરગરા આવ્યા, "હીરાઓ. મોતીઓ, ને બીલ્યાણની બીસ્યાર બેમુલ જણસો છે, જેમાંના હીરાઓની કોઈ કદાચ એવણ પેહેડેછ, બાકી બીજી તો વર્ષ વર્ષ દહાડે જોયછ તેજ. એવણના રૂમની મોટી તીજોરીમાં, જે બી હંમેશ અલગીજ રહેછ તેમાં, પડી રહેછ. વર્ષમાં એક વખત બધા કેસો કાઢીને તપાસેછ, ને પછી પાછા બાર માસ સુધી તેમને જોવા જાવાની બી વાત નહી, હવે પેહેડતાં તો હરવાયાં!"

"ત્યારે તો તેવણ તે છે કે નહી તે બી એ અરસામાં નહી જાણી શકતાં હશે," કોઈ મર્દાના અવાજે પુછ્યું.

"નહીંજ તો વળી. એ કેટલું શરમભર્યું માહરે મનશે તો છે. એવાં જો માહરાં ઝવેરાતો હોય તો હું કદી તેને એમ નાંખી નહીં મુકું. હવે હું નહીં ધારતી કે બીજા બાર માસ સુધી એ એઓની સુરત ફરી જોવાની પણ હીઝ લેડીશીપ કૅર કરે! અલબતાં—"

"તમે અંહી ઘણાં ફરાગાત થયલાં લાગોછ," એનેટે હવે નજદીક જઇને જરાક કરડા સાદે પુછ્યું.

તેઓ ચોંકયાં. એક તો તેમાંનો એનેટનોજ ખીદમતગાર હતો, જ્યારે બીજી લેડી પોમરેટની મેડ હતી કે જે બેઉને એનેટે અત્યાર અગાઉના તેઓના સાદ ઉપરથી પીછાણી લીધાં હતાં. તેઓ તદન શરમાઈ ગયાં.

તે ઘરમાંનું દરેક નોકર એનેટ ગીઅરસન તરફ જો કે તે પણ તેઓ જેવોજ એક હતો છતાં ઘણાં માન અને અદબથી જોતાં હતાં. તેનો ટેક, રૂઆબ, અને બીજાઓ પાસ કામ લેવાની શકિતએ દરેકનું માન જીત્યું હતું અને તેથી, તેઓ તે એક સર રૂફસના કુટુંબનેજ લગતો કોઈ હોય એવી અદબ, અંદાજાથી વર્તતાં હતાં.

"માફ કરજો, સાહેબ," તેના ખીદમતગારે ગુચવાયલા સાદે કહયું, "તમને તમારાં કાગળો આપવા હું આવ્યો હતો."

"ને તમારા ફ્રેન્ડ," પેલી મેડ તરફ નજર કરી તેને જરા દમમાંજ પુછ્યું.

"હું અંહીથી પસાર થતી'તી ને તમને અંદર નહી જોઈ થોમ્સ સાથ એ વાત કરવા હું અંદર આવી'તીજી," તેણીએ પોતેજ ખુલાસો આપ્યો.

"ફરીથી એમ નહી બને તેની સંભાળ રાખજો." એનેટે તેઓને રૂખસદ આપતાં કહ્યું, તમને વાતચીત કરવા માટે નીચે હૉલ આપેલો છે. જાવ!"

તે બેઉ ત્યાંથી નમીને તુરત ખલ્લી ગયાં, અને એનેટ એક નીચી ખુરશી ઉપર વિચાર કરતો ગોઠવાયો. તેના વિચારો અલબતાં મેનીકાને લગતા હતા. તેના મોઢાં ઉપર ખુશહાલી છવાઇ રહી હતી કેમકે તે ખુશ ખ્યાલોમાં પડયો હતો, જીંદગી તે ક્ષણે તેને ઘણી સુખકારક લાગતી હતી. મોનીકા તેની હતી અને તે પોતે પણ તેનો હતો એ વિચાર તેનું હૈયું આનંદથી ભરી મુકતો હતો. વળી લૉર્ડ લીન્લે મારફતે તે જે નવી નોકરી મેળવવાની ખાત્રીભરી આશા રાખતો હતો તે વિચારથી પણ તે જીયાદા ખુશ હતો. ફકત એક માત્ર નજીવો ખત્રો હતો, જે પેલું કૅમબ્રીડજ ખાતે તેણે કરેલું કમનશીબ કરજ હતું. મગર તે લોક થોભશે, તેણે વિચાર્યું, જો તેને લૉર્ડ લીન્લેની સરવીસ મલશે તો જરૂર થોભશે!"

તેની નજર તેટલાં કાગળો ઉપર પડી કે જે આપવા તેનો ખીદમતગાર થોમ્સ તેના રૂમમાં ખાસ આવ્યો હતો અને તેટલાં ત્યાં પેલી મેડ આવી લાગતાં તેને (એનેટને) તે રૂમમાં ન ધારી તેઓ પેલી વાતચીત કરવાં પડયાં હતાં કે જે તેણે એતેફાકાન સમજી લીધી હતી.

તેણે તે પત્રો આતુરતાથી પોતાના હાથમાં લીધાં, અને તેમાંનું એક ખોલ્યું. તે ટુંકું અને ટચ હતું.

"બ્હાલા સાહેબ, હું તમને જણાવવાની રજા લઉં છું કે લૉર્ડ લીન્લેને સેક્રેટરીની જરૂર નથી, કેમકે તેનો સેક્રેટરી હાલમાં છે."

તે ઉપર કોઈ તેને ન ઓળખીતાં નામની સહી કરેલી હતી. તે વાંચતાંજ તેનો દમ બંધાઈ ગયો. તેની સઘળી ખુશહાલી હવા થઈ ગઈ. તેણે એવા એક નાસીપાસીભર્યા જવાબની આશા તો મુદ્દલજ બાંધી ન હતી, અને તે તરેહવાર વિચારો ભવિશના તેની કુમક ઉપર કરી રહયો હતો. લોર્ડ લીન્લે તેના મરનાર પિદરનો એક ઘણોજ પુરાણો ને અઝીઝ

મીત્ર હતો, એટલે તેના તરફથી એવા જીગર કચડી નાખનારા નીરાશીભર્યા ઉત્તરની આશ તેની વકકી ઉપરાંત હતી.

"વૅલ," તે જવાંને તુટી જતાં જીગરે એટલો સધ્યારાનો ખ્યાલ કર્યો, "કોઇ બીજાં કામની હવે માહરે તલાસ કરવી જોઇશે, બીજું શું? એ આય કોણનું કાગળ હોશે?" તેણે એક બીજું પરબીડું ઉંચકી ઉખેડયું, અને તેમાં લખાઈ આવેલા સત્યાહનાશીના સમાચારની ધાસ્તીથી તે કાલો ઠણુક મારી ગયો.

પેલાં કમબખ્ત કરજની તે ધાડ હતી. તે માણસ હવે ધીરજ છોડી બેઠો હતો; અને જો ચોવીસ કલાકમાં તે ઓછામાં ઓછા પચાસ પાઉંડ ન ભરે, તો કાયદાનો આશરો તે લેશે એવી ધમકી અંદર લખાઇ આવી હતી. આ બીજા ફટકાથી તે કંગાળ જવાંન છેકજ આજેઝ આવી ગયો.

હવે તે શું કરે?

પચાસ પાઉંડ! અરે પચાસ પાઉંડ તો શું મગર પચાસ કોડી બી તેની પાસે તેની દુન્યામાં પોતાની કહેવાને ન હતી. બીજા ચોવીસ કલાકમાં પચાસ પાઉંડ તો દરકીનાર પણ પચાસ શીલીંગ બી તે મેળવી શકે એમ ન હતું.

તેટલુંજ તે અધીરા પડેલા માંગનારને થોભાવવાનું પણ મુશકીલ હતું. તેણે એકથી અનેક વાર થોભવાની વીનંતી અત્યારતુલીકમાં તે માંગનાર પાસ કરી હતી; અને હવે એક વાર વધું પાછું તેમ કરવાનું બેશક તમામ અયોગ્ય તેમજ ન બનવાજોગ પણ હતું. તે હવે થોભશે નહીં એવી તેની પકકી ખાત્રી હતી. પણ ત્યારે તે શું કરે? કોણની પાસ જાય? કોણની મદદ માંગે? શું તે પોતાની જઈફ માદર પાસ મદદ માટે અરજ કરતો જાય, કે જે બિચારી ખુદ પોતેજ, સારાં ખાનદાનની હોવા છતાં, મુફલશીમાં સખ્ત સબડતી હતી; પોતાનો દહાડો જેમ તેમ કહારતી હતી, તેના બે ન્હાના ભાઇઓનું ગુજરાન પણ પોતા ઉપરાંત તે મુફલીસ બાપડીને કરવાનું હતું, અને તે જેમ તેમ ચલાવતી હતી તેમાં તે કેમ તેની મદદની આર્જુ કરતો જાય? સાંમું તેની માતાજ હવે તો વાજબીજ રીતે તેની તરફની મદદની આશા રાખતી હતી. જે ભોગ પોતાને પેટે પાટો બાંધીને તેને શીખવવા ભણાવવા પાછળ તે હેતવંતી માવિતરે અત્યાર તુલીકમાં આપ્યો હતો તેના બદલામાં તેની જઇફ માદર હવે તેની તરફની સહાયતાની આર્જુમંદ હતી. ત્યારે તે કયાં જાય? કોણની મદદ ચાહય?

"મને થોડાજ ટાઇમને માટે જોઇશે," તે મનશે વિચારતો, "કેમકે કંઇ સારે ધંધે લાગી જવાની મને આશા છે. હું તેઓમાંનો એક તો નથીજ કે જેઓ સદા માટે ગરીબીમાં સબડવા સૃષ્ટીમાં સરજાયા છે. જો મને કોઈ તેટલાં હાથ ઉછીના આપે? કોઈ મારવાડી પાસ કઢાઉં? છટ!–તે તો કમબખ્તીનો સોદો! તે તો એના થાંને બી જાસેમ? ત્યારે શું કરૂં? કોણુની પાસ ઉછીના માંગું? કોઇની ચોરી કરૂં?" અને આ વખતે એક સયતાન્યત ખ્યાલ વિજળી વેગે તેના મગજમાં ધાઇ આવ્યો. તેના કાનની અંદર પેલી લેડી પોમરેટની મેડે ઉચ્ચારેલા શબ્દો ગણગણવા લાગા.

"હવે હું નહીં ધારતી કે બીજા બારે માસ સુધી એ એઓના સુરત ફરી જાવાની પણ હીઝ લેડીશીપ કૅર કરે!"

તેણે તે બુરા ખ્યાલને પોતાના મગજમાંથી ખંખેરી નાંખવાની તજવીજ કરી; પણ તે તેમ થવા બદલ વધતાજ જોશ સાથ પાછા ને પાછા આવવા લાગા.

"થોડાક માસમાં તો હું પાછા ફેરવી નાખું, ને વગે સગે કરૂં. કોઇને જણાય બી નહી, ને કોઈ જાણે બી નહી." તે એમ વિચારતાં કમનનું હસ્યો. તે ખ્યાલ તેને ઘણો સહેલો ને ખુદરતી જેમ જેમ તે વધતો વિચાર કરતો ગયો તેમ તેમ તેને લાગ્યો.

તેની મુશકેલી ટાળવાનો તે એક સિધ્ધો તેમજ સહેલો માર્ગ હતો. કોઈ જાણુશેજ તો નહી; ને તે ઝવેરાતો પાછાં તપાસવાનો ટાઇમ આવે તે અગાઉ તો તે પાછાં મુકી બી દેશે. તે હમના પચાસ પાઉંડ ભરશે તો પછી બાકીના માટે તો તેના માંગનારાઓ થોભશે, ને વળી પાછું તે અરસામાં તેનું કીસમત બી કંઇ ફેરવાશેજ કેની? ટુંક વખતમાં તો તે કંઇ સારૂંજ પોતાના બાબમાં થવાની મજબુત ખાત્રી મનશે રાખતો હતો પણ તેમ કયારે થાય? જો આય આફતને ગમે તે ભોગે બી અટકાવી શકે તોજ કેની? નહી તો તેની ઝળકતી કારકીર્દીની શરૂઆતમાંજ તેનો નાશ થઇ જતો હતો.

પણ શું તે આ જોખમ ખેડે?—તે કામ આરંભવાની હામ ભીડે?

તે પોતાની બેઠક ઉપરથી ઉઠયો; અને પોતાના રૂમનું બારણું ખોલી બહાર નજર કરી, કોઇજ ત્યાં તે વખતે નહી હશે, એ તે જાણતો હતો. છોકરાંઓ નીચે ચાહુ લેતાં હશે, લેડી પોમરેટ પણ પોતાના ભરથાર સાથ પરોણાઓને રીઝવવામાં મશગુલ હશે; નોકર ચાકરો પણ એ બધાંની ધાંધુખરમાં રોકાયલાંજ હશે. ખચ્ચીતજ મેદાન તો તેના લાભમાં સાફ હતું.

તે એક ક્ષણ અટક્યો. પણ એ તો આખર કરેને એક ચોરી હતી. "ચોરી? શાંની ચોરી? એ ચોરી કેમ કહેવાય?" તેને જરા વારમાં પાછો વિચાર ફેરવ્યો, "હું પાછાં મુકી દેવશ. કોઈ જાણુશે નહીં, કોઈ જોશે નહી. પછી ચોરી તે કેવી?" અને તે પળે પાછો તેને પેલા માગનારનો ધમકીભર્યા કાગળનો ખ્યાલ થયો, અને–અને—તે પોતાની પાપી ઇચ્છાને શરણે, કંઈ બીજો રસ્તોજ ન જોઈ, ગયો!

તે પોતાના રૂમમાંથી બહાર પડયો; અને એક ચોરનીજ અદાથી, ધાસ્તીથી ધડકતે હઇડે લેડી પોમરેટના રૂમ તરફ ચાલ્યો.

બેશક, એ ઘણુંજ કમનસીબી ભર્યું હતું કે એનેટ ગીઅરસને લેડી પોમરેટની મેડ અને પોતાના ખીદમતગાર થોમ્સ વચ્ચે ચાલેલી વાતચીત પેહેલેથી પુરી સમજી ન હતી.

## પ્રકરણ ૩.

મુફલસીની જાલેમ ચકકીમાં બીન દયાએ પીસાઈ જતાં એનેટ ગીઅરસન જેવાં કમબખ્ત જવાનો આ અવનીમાં બીજા અનેકજ હશે. કામકાજ કરવાની દરેક શકિત છતાં; અકકલ, હુશીયારી, અને વિદ્યાની બાબદની અંદર એક લેશ માત્ર પણ ખામી વગરના હોવા છતાં, મોહતાજમંદ બુરી ગરીબાઈના ગજબનાક કમનસીબ શીકાર હોવાથી, આ દુન્યામાં ફાવવા માટે તેઓ કેવા ટવલે છે? કેવા ઉંધા માર્ગો અખત્યાર કરે છે, ફાવવાના હોંશમાં પાપની ખસ્તેખુવ્હાર ખાહીમાં ગફલતમાં ગબડયું ખાય છે; પોતાના મનને સમજાવવા કંઇ કાળું ઢોલું કરવાના ગુનાહભર્યા કામને પોતાની કારકીરદીને આગળ વધારવાની આશામાં એક કામચલાઉ મદદનાજ ખ્યાલથી પોતાના ઉપયોગમાં લવ છે, અને અફસોસ કે, તેનો અંજામ કેવો ઉલટો નિવડે છે. પાપમાં ભરેલું તે પગલું તેઓને વધું ઉંડાણમાં તાણી જાય છે; તેઓનો ઉધ્ધાર કરવા બદલ તેઓનો નાશ કરી નાખે છે. તેઓની ખીલતી આશા અને ઉમીદોને નાશીપાશીમાં રગડોળતી કરે છે.

તે અઘોર કર્મ થઇ ચુકું, અને એનેટ પોતાના દગલાના ખીસાંમાં એક હીરાની બ્રેસ્લેટ છુંપાવી લેડી પોમરેટના રૂમમાંથી બહાર આવ્યો.

તે ભરાતો છુપાતો પોતાના રૂમમાં ગયો, અને એક ખુરશી ઉપર ધાસ્તીથી ધ્રુજતો અને હાંફતો ફસડાઈ બેઠો. તેનો દમ જોરમાં ચાલતો હતો. તેના ચેહેરા પરનો રંગ ઉતર ચહઢ થતો હતો. "જો જણાઈ આવશે તો?" એ ખ્યાલ અત્યારથીજ તેને દુઃખ દેવા લાગો. હવેજ તેને પેહેલી વાર વિચાર આવ્યો કે ચોરી કરતાં પકડાવું એ કરજ કરવા માટે મંડાનારી ફર્યાદીની નામોશીથી ઘણીજ બદતર બેઆબરૂ હતી. ચોરીનો અપરાધ જ્યાદા નાશવંત હતો.

તે ઉઠયો, ગોયા તે બ્રેસ્લેટ પાછી મુકી આવવાના ખ્યાલથી તે ઉઠયો, મગર તેની હીંમત તેમ કરવા ચાલી નહીં; તે પાછો ધપ દેતો કે ખુરસીમાં તુટી પડયો!

વખત વ્હયો ગયો હતો; કદાચ એ અરસામાં લેડી પોમરેટની મેડ પોતાની શેઠાણીનોજ ડ્રેસ તૈયાર કરવા ઓરડામાં આવી હશે, યા તો કૅારીડોરમાંજ કોઈ તેને મળી જશે એ ખ્યાલે તે બીચકી ગયો.

બસ! એ તો હવે રંધાઈ ગયું હતું. બનવા કાલ બન્યું હતું. હવે પાછા હઠવાનો ઈલાજ રહયો ન હતો; હવે તો તેણે હીંમતને પોતાની શાગેર્દ બનાવી લઇ ચલાવવુંજ જોઈએ; અને વળી એ શું એક સંતોષ નહી હતો કે બીજા થોડાક કલાકમાં તે પેલા દઇટ માંગનારને તેના તકાદા મુજબ ૫૦ પાઉંડની રકમ તે કંઇ આકળા ઉપાયો લય તે પેહેલાં ભરી દેનાર હતો.

આજેજ રાતે તે ચોરેલી બ્રૅસલેટ કેડે ગીરવી મુકવાનો તેણે કસદ કર્યો; મગર તેટલો વાર તેને છુપાવવી કયાં? શું સાથે ગજવામાં લઇ ફર્યા કરવું! તે સર રૂફસ અને લેડી પોમરેટ સાથ હંમેશાં ડીનર લેતો હતો તો શું તે વખતે તેઓની ચોરેલી મતા પોતાના ખીસામાં રાખી તે તેઓ સાથ જમવા બેશે? ના, એવું કરવાનું જીગર તેનું કેમ ચાલે?

ત્યારે તે શું કરે? શું પોતાના રૂમમાં કેડે સાંતે? ને તેટલાં જો ચોરી પકડાઇ આવે ને તેના રૂમની કદાચ જડતી લેવામાં આવે તો તેનો અવતાર કેવો છુટી પડે?

તે બીહીધો; અને તેની તે બીહીકે તેને હિચકારો બનાવ્યો. શું કરવું તે કમબખ્ત ચોરેલી મતાનું તેનો તે વિચાર કરવા લાગો? રાતને વખતે તો અલબતાં તે લઇને છુપાછુપ નિકળી જઇ તેને કેડે ઠેકાણે પાડી દેશે મગર તે અરસામાં તે શુ કરે?

તેને અંતે પોતાનાજ રૂમમાંની કબાટમાં તે સાંતવાનો ઠરાવ કર્યો. બીજો ઉપાયજ શું હતો! તેને તેમ કરવાનાં હેતુથી પોતાના ખીસામાંથી કુંચીનો જુમખો બહાર ખેંચી કાઢયો, તો તેની નજર અંદર પોરવેલી બે ન્હાની એક સરખી કુંચીઓ પર પડી. તે કુંચીઓ જોતાંજ એક ખ્યાલ વિજળી વેગે તેના મનમાં ધાઇ આવ્યો. તે કુંચીઓ સ્કુલરૂમની કબાટની હતી, કે જેમાં સાહી, કલમ, કાગલો, એક્ષરસાઇઝો ઈત્યાદી સ્ટેશનરી રાખવામાં આવતી, અને વળી જેની માત્ર બેજ ચાવી હતી, કે જેમાંની એક તેની પાસે રહેતી હતી અને બીજી મોનીકા રાખતી હતી. મોનીકા પાસેની ચાવી તેને ગઇ કાલેજ કંઇ કામ સર પોતાનો જુંમખો તે પળે ખીસામાં ન હોવાથી તેને માંગી હતી, અને તે તેને પાછી ફેરવતાં તે સર્યામ વિસરી ગયો હતો.

આ એ ઘણીજ સલામત જગા હતી; અને વળી મોનીકાની કુંચીબી તેની પાસેજ હતી એટલે તેને તે કબાટમાં ચોરેલી બ્રેસલેટ છુપાવવાની સલામતી બેવડી સલાહકારક લાગી.

તે એકદમ તેમ કરવાના પકકા નિશ્ચય ઉપર આવ્યો; અને તુરતજ દોડી જઇ બ્રેસલેટને તે કબાટમાં છુપાવી દીધી.

તે, હજી તો તેમ કરી પોતાના ઓરડામાં આવીને પુરો પાધરો ગોથવાયો નહીં, તેટલાં તેના રૂમના બારણા ઉપર કોઇએ ટકોરા માર્યા.

તે ફીકકો ફ્ચ મારી ગયો. 'અંદર આવો' તેનો સાદ તે શબ્દો કાઢતાં દેખઇતો ધ્રુજતો હતો. તેને પોતાના મોઢાં ઉપર રતાશ લાવવા પોતાના હોઠોને જોરમાં કરડયા.

તેનો ખીદમતગાર થોમ્સ અંદર આવ્યો.

"સર રૂફસ તમને હમનાજ લાયબ્રરીમાં બોલાવેછ, સાહેબ" થોમ્સે કહ્યું.

"વૅરી વૅલ," બેનેટે જવાબ કર્યો, "હું એક મિનીટમાં આવ્યો. તેને પોતાના ધ્રુજતા હાથો થોમ્સથી છુપાવવા પોતાના કોટના ખીસામાં ઠેસવ્યાં અને તે રૂમમાં આમતેમ ફરવા લાગો.

થોમ્સના ગયા પછી જરા વાર રહી, તે પણ પુઠે ગયો. લાયબ્રેરીમાં દાખલ થવા અગાઉ તેને એક વાર ફરીથી પોતાના હોથો દાંતોમાં જોરમાં કરડયા, અને પછી સઘલી હીંમત એકઠી કરી તે અંદર દાખલ થયો.

અંદર સર રૂફસ સાથ કોઈ બીજો પણ બેઠેલો હતો.

"આવ, ગીઅરસન," સર રૂફસે તેને નજદીક બોલાવ્યો, "મેં તુંને લૉર્ડ લીન્સેને મળવા તેડયોછ; કે જેવણ તને જોવા ને મળવાજ ખાસ અહીં આવ્યાછ. માહરા લૉર્ડ, મી. ગીઅરસન સાથ તમને ઓળખાન કરાવવાની મને રજા આપો. હું તમને થોડોક વખત એખલા તમારી રજાથી છોડીશ," સર રૂફસ એમ કહી લાયબેરી છોડી ગયા.

"હું દરગુજર ચાહાવા આવ્યોછ," લૉર્ડ લીન્સે, જે એક રૂઆબદાર અને પૉલીશડ ગ્રહસ્થ હતો તેને ગીઅરસન સાથ હાથ મીલાવતાં નમ્ર સાદે કહ્યું, "તમારી સાથની તમે ધારતા હશો તેમ, માહરી બેઅદબી ભરી વર્તણુક માટે. માહરા સેક્રેટરીએ માહરી જાણુ અગાઉ જવાબ તમને લખી નાંખ્યો હતો. પછીથી મેં જાણ્યું, અને જેવું જાણ્યું તેવોજ તે માટે દીલગીરી દેખાડવા અને તમને માહરા સેક્રેટરી તરીકે રાખવા હું ખાસ અહીં આવ્યો છું, કેમકે તમારા પત્ર પરથી મેં જાણ્યું કે તમે માહરા મરહુમ ચમના પુત્ર છો. તમે ચાલી શકશો કે તે વિશે મને વહેમ હતો, પણ તમને જોયા પછી હું ધારૂંછ કે તમે માહરો ઍફેર રોલ કરી શકવા જેટલા કાબેલ દીસોછ. તમે કયારથી આવશો? મેં સર રૂફસ સાથ વાત કરી છે, અને તેવણ તમને કોઇપણ ઘડીએ જવા દેવા જેટલા ભલા થયા છે."

ઍનેટે આભારના ઉભરાના થોડાક સખુનો ગુંગલાતે દમે જેમ તેમ તેને સમજાવ્યા.

અરે! જો તે થોડોક વખત થોભ્યો હતે?

"પગાર માટેની રીકઝીક તો આપણે કરીશુંજ નહી," લૉર્ડ લીન્સેએ હસતાં ચાલું રાખ્યું, "અને તમારા પિતાને ખાતર હું તને દરેક મદદ કરવા તૈયાર છેઉં."

ઍનેટે તેનો પાછો આભાર માન્યો. આ પળે ડીનર બૅલ પડયો; અને સર રૂફસ પણ પાછો ફર્યો, અને લૉર્ડ લીન્સેને જમવા માટે બોંહશા બોંહશીથી થોભાવ્યો. તે ભલા બેરોનેટની તેમ કરાવવામાં મકસદ એ હતી કે તે પોતાના નવા સેક્રેટરી ઍનેટ ગીઅરસનના સમાગમમાં જાસ્તી આવે અને તેના તરફ વધારે આકર્શાય.

જો ઍનેટને તે વખત ટક મળી હતે તો તે તાબડતોબ ઉપર દોડી જઈ પેલી કમબખ્ત બ્રેસ્લેટને તેની જગાએ પાછી કંઇભી જોખમે મેલી દેતે; પણ તેમ થઈ શકયું નહી. તેને ફરજ્યાત હસ્તું મોંહ રાખી ડીનર ઉપર જવું પડયું, અને ડીનર પછી પણ તેની ઘણી બી છુટવાની ખેંચતાણ

છતાં લોર્ડ લીન્સેએ તેને છોડયોજ નહી. તેના જીગરમાં એ બધો વખત તો ફોકટના પશતાવા અને હેબટના ધાડ જેવા ધસકાઓ ચાલુ પડતા હતા.

## પ્રકરણ ૪.

ગરીબ બાપડો એનેટ ગીઅરસન, તે ઘણી અકક્વકડમાં પડયો જે અગાધ બુરૂ કર્મ ઉતાવળે તેનાથી થઇ ગયું હતું, તે હજી પણ છુપાવવા માટે તે કંઈ દોડધામ કરવા ઇચ્છિતો હતો, મગર લીન્સેએ તેને તેની મરજી ઉપરાંત રોકી રાખ્યો.

તે ઉમરાવને તેનો એ નવો નેમાયલો સેક્રેટરી ઘણો ગમી ગયો હતો. "ઘણો મજાહનો ખુબસુરત ને હુંશયાર જવાંન છે," તે પોતાના મન સાથે વિચારતો, "જરૂર એ આગલ જતાં નામ કાઢશે."

અને એનેટ ગીઅરસનના જવાંન જીગરમાં પણ તે પળે ધાસ્તીની ધસક તેના હૃદયમાં છવાઈ રહેલી હતી તે છતાં, એવોજ કંઇ ભવીષની મોટાઇ અને નામના સંબંધી ખ્યાલ આવતો હતો. તે મોટા માણસની મેહેરબાનીથી તે જરૂર વધશે; કીર્તી અને ઇજત સંપાદાન કરશે, ઇત્યાદી સુખરૂપ વિચારો તેને આવતા હતા, અને તે પળે તેના જીગરમાં એક અસહય દુખના ચમટાના તુંટવા સાથ તેને જબરદસ્ત પશતાવો થતો હતો કે ત્યારે કાંય તેને એટલો ઉછાછલો બની એવો અજીમ અપરાધ કર્યો. અને કાંય તે એક થોડોજ વખત-એક કલાકજ માત્ર અટકયો નહીં !

મગર હવે તે ધોળાયલાં દુધ ઉપર વિલાપ કરવો મીથ્યા હતો; બનનાર બની ગયું હતું, અને હવે તો તેને તેનો ડંખ ઉલટાવવા માટે કંઇ કરવાનું હતું. તેને આશા હતી કે કંઈબી જણાય તે પેહેલાં પેલી કમબખ્ત બ્રેસલેટ તે પાછો વગેસગે કરી નાંખશે.

ટોવાની ટોવાવીને તે બુઢો ઉમરાવ અંતે ગયો, અને એનેટે છુટકારાનો એક ખુશહાળ શ્વાસ ખેંચ્યો.

સર રૂફસ બીજા પરોણાઓ સાથ બીલ્યર્ડ રૂમમાં વાત કરતો હતો. લેડી પોમરેટ બી ત્યાંજ હતી; એટલે તેણે હજી બી મનશે સંચારો મેલવતાં ખ્યાલ કર્યો કે કોઇને પણ માલમ કીધા વગર તે પાછું ઠીકઠાક કરી દેશે.

તે પોતાના રૂમમાં દોડયો. મગર તે તરફ જતાં મોનીકાનો રૂમ આવતો હતો, ત્યાં આવતાં તે થોભ્યો. પોતાની ખુશનશીબીના સમાચાર સર્વથી પેહેલાં તેને જાણવાનો વાજબી હક હતો, એમ વિચારી તેણે તે રૂમનું બારણું ઠોકયું.

"અંદર આવો," તીખાસભર્યા સાદે જવાબ મળ્યો, અને તે અંદર ઘુસ્યો.

મોનીકા એખલીજ તે રૂમમા હતી કેમકે છોકરાંઓ તો કયારના બિછાને ગયાં હતાં. તેણી રૂમમાં એક છેડેથી બીજે છેડે ઝડપમાં ઉશકેરાયલા અવતારે ફેરા ફરતી હતી અને તેના ચેહેરામાં ઘણો ફેર બપોર પછીનો પડી ગયો હતો એમ એનેટને તુરત લાગ્યું, તેણીની આંખો ગુસ્સા અને ધીક્કારના ચમકારા મારી રહી હતી. તેણીના નાજુક હાથો ટાઈટ મુઠીમાં વળેલા હતા, અને તેણીનો ચેહેરો દુધ જેવો સુફેદ થઈ ગયો હતો, સિવાય કે તેણીના બે ગુલલાલા સમ ગાલો કે જે ખેજાલતના માર્યા રાતા દીસ્તા હતા.

"મોનીકા" એનેટે અજાયબીથી તેણી નજદીક વધું જતાં અટકી જઈ પુછયું, "શું છે? તને શું થયુંછ?"

"મને હડહડતું અપમાન કરવામાં આવ્યુંછ," તેણીએ ગુસ્સામાં બખાલ્યું, "હું એક બીજો દિવસ હવે અહીં થોભનાર નથી."

"અપમાન! કોણે તુંને અપમાન કરવાની હીંમત કીધીછ?" એનેટે દેખીતા ખીજવાતથી પુછયું. પોતાની પ્યારીને કોઇ અપમાન કરે એ ખ્યાલ તેનું લોહી ઉકલાવવા પુરતો હતો.

"લેડી પોમરેટે! તેણીએ માહરી પર તોહમત–" તેણીનો અવાજ તેણીના દિલમાં વ્યાપી રહેલા ગુસ્સાના હદ વગરના તોફાનના બાએસથી દબાઈ ગયો.

"તોહમત—શાંનું ?" એનેટે જાણવા ઇચ્છીયું.

"તેણીએ માહરી પર ચોરીનો આરોપ મેલ્યોછ," તેણીએ ગુસ્સાથી રાતી કરેલી આંખોએ જવાબ કર્યો "ચોરીનો, એનેટ!"

એનેટ ફીકકો પડી ગયો. "શું ચોરવાનો? કંઇ સમજાવશે?" એક ઉપર મિનીટ તે સવાલ કરતાં એનેટને વીટી ગઇ.

"હા, હું ત્હારે માટે ખોતી થતી હતી. કદાચ તું જાણતો હશે કે આજે રાતે લેડી પોમરેટ પોતાના ઝવેલ્સો તપાસવાનાં હતાં કે જેમ તેવણ દર વરસે એક વખત તપાસેછ. તેવણની મેડ પ્રાયર તે બધાં બહાર કાધી તેવણ આગળ મુકેછ. આજેજ સાંઝે એવણની છોકરી જેસીને એક પેનસીલ જોઇતી હતી તે માહરી પાસ માંગવા આવી; પણ સ્ટેશનરીની કબાટની કુંચી મેં ગઈ કાલે તુંને આપેલી ને તે તું મને પાછી આપતાં ચુકી ગયલો તે માહરી પાસ ન હોવાથી મેં કહ્યું કે માહરી કુંચી કેઠે મુકઈ ગઈછ તે શોધીને પછી-આપશ. તું લોર્ડ લીન્લે સાથ ડીનર ઉપર બેઠો હતો એટલે હું તાહરી પાસ મંગાવુંબી કેમ? ને વળી હું કોઇને જણાવવાબી નથી માંગતી કે માહરા ને તાહરા વચ્ચે વધતું સારૂં છે. એ કદાચ નાહાનજ પડી તે એકની ચાર ગણી ચાવાચીવી ને નિંદા કરે તેની મને શી .ર છે?"

"ખરૂં છે. એમાં તું વાજબી છે. ડીઅર, આપણે અદરાયાંછ તે હાલમાં તો એ લોકથી છુંપાવેલુંજ ઠીક થઈ પડશે. પછી?" તેણે જીજ્ઞાસાથી પુછ્યું.

"હમના એક અર્ધો કલાક અગાઉ લેડી પોમરેટે માહરી પાસ સ્ટેશનરીવાળી કબાટના ચાવી માંગી અને મને કહેવડાવવાની ફરજ પડી કે તે માહરાથી કેઠે મુકાઇ ગઇ હતી, પણ સહવારના સર્વથી પેહેલાં તે શોધીને હું હર લેડીશીપને પોંહોંચાડશ.

"ત્યાર પછી જરા વારમાં લેડી પોમરેટ અહીં ગુસ્સાભેર આવ્યાં ને માહરી ઉપર બ્રેસ્લેટ ચોરવાનો આરોપ મુકયો. તેવણને પોતાના ઝવેલ્સો જોતાં બ્રેસલેટ મળી નહીં. તેનો કેસ ખાલીજ હતો, અને તેવણને માહરી પર શક ગયો."

"પણ તાહરી પર લઈ જવાનું કારણ?"

"કમનશીબે, આજેજ સાંહાંજે મને એવણના રૂમમાં એખલું જવું પડેલું હતું કે જ્યારે પ્રાયરે ઝવેલ્સને બહાર કાઢવાની તૈયારી કરવા તીજોરી સઉ તમામ ખુલ્લી મુકેલી હતી. તેણીએ પોતે બચી જવા હું કંઇ સંતાડતી તેવણના રૂમમાંથી નિકળી ન્હાસી હતી એમ અડાવ્યું. વળી જેસીએ સ્ટેશનરીની કબાટની કી આપતાં મેં સાંહાંજે આનાકાની કરી હતી એમ ઉમેર્યું; એટલે શકનો ટોપલો બધો માહરી પર આવ્યો. લેડી પોમરેટે તે પરથી માહરી પાસ ચાવી મંગાવી. તું જાણેછ કે લેડીશીપ કેવાં આકળાં મીજાજના અને એઅદબ જેવાં છે. મેં ચાવી ના પાડતાં

તેવણ રૂરમાર અંહી આવ્યાં, ને મેંજ તે બ્રેસલેટ લીધી હતી, અને તે વળી સ્ટેસનરીવાળી કબાટમાં છુપાવી હતી એમ માહરી પર આળ મેલ્યું."

"કેટલું ગેરઈન્સાફી? કેટલું ધાટકી?" એનેટ બબડયો. તેને તે ક્ષણે સુદ્ધી બી ન હતી કે તે શું બોલતો હતો. તે સાવ સાહવજ બની ગયો હતો' "એ ઘણાં શરમભર્યું છે."

"બેશક શરમભર્યું છે!" મોનીકાએ ગુસ્સાથી કહ્યું, "એવો ખ્યાલ કરવોજ બેહુંદો છે. પણ મને ચોરીના આરોપ માટે તકસીરવાર ઠરાવવી? ઓ, હું કદી કદી એ માટે એવણને માફ નહી કરી શકશ. હું કાલેજ અહીંથી જતી રહેવશ. હું તો ઇચ્છું છ કે આજેજ અતર ઘડી જતી રહું. અને હવે, એનેટ" તેણીએ પોતાનો સાદ બદલી કહ્યું, "પ્લીઝ, મને માહરી ચાવી આપ. હું એકદમ તે લેડી પોમરેટ પર મોકલાવી આપું, કે તેવણ જોય," તેણીએ ધીકકારથી હસીને વધાર્યું, "કે તેવણની બ્રેસલેટ કંઇ સાહીની બાટલીઓ અને એક્ષરસાઇઝોના ચોડાઓ વચ્ચે છુપાએલી નથી."

તેણીએ ચાવી લેવા પોતાનો હાથ લાંબો કર્યો, મગર તે આપવા બદલ શરમીંદગીથી પોતાનો ચેહેરો બૅનેટે બે હાથોમાં એક દુ:ખની તીણી ચીસ સાથ છુપાવી દીધો!!

## પ્રકરણ ૫.

મોનીકા એક મિનિટ ખામોશ થોભી. તે તો બાપડી એમજ સમજી કે તેણીપર મુકવામાં આવેલાં બેઅદાબના આળથી તેને ઘણું ફીલ થઈ આવ્યું હશે. પણ તેને પોતાની જગાએ સસરતો બી નહી જોઇ અંતે તેણી બોલી.

"તું નાં એટલું મન પર લે, બૅનેટ. જો કે તોહમત ઘણું ગંભીર છે, પણ તેની ફીકર નહીં કારણ હું નીર્દોષ છું. લાવ માહરી કુંચી આપ, ડીયર!"

તે સમજી બેનેટે પોતાનો ભખી ખાધેલો ચેહેરો ઉઠાવી તેણી ગમ ઘણી દયા ઉપજાવે એવી ચશમે જોયું.

"મોનીકા, માહરો નાશ થઇ ગયોછ," તે ધીમેથી બોલ્યો, "હું મુર્ખ ને હીચકારો બન્યોછ. મગર ઘરમાં બીજાઓ કોઇ જાણે તે અગાઉ માહરે જઇને એનો નિકાલ કરી નાખવો જોઇએ. પછી જ્યારે કબાટ ખોલશે ત્યારે તું બેશક બીગુનાહ જાહેર થશે!"

મોનીકા પોતાની જગાએ ધાસ્તીથી અડી ગઇ. તે ગજબનાક શબ્દોનું દારૂન અગાધપણું તેણીને લકવાથી અડી ગઈ હોય તેમ સ્તબ્ધ બનાવી દેવા જેટલું સ્મર્થ હતું.

ઍનેટ ઉપલો ખુલાસો કરી તે રૂમ છોડી જવા ગયો, પણ તે તેમ કરે તે પહેલાં તે વચમાં કુદી.

"તું જઈ શકશે નહી. લેડી પોમરેટે ત્યાં એક માણસને તકેદારી રાખવા બેસાડેલો છે," તેણીએ કહયું.

"ઓ ત્યારે તો માહરૂં આવીજ બન્યું!" ઍનેટ બેહદ નાશીપાશીથી બોલ્યો, અને ધબ દેતો કે પાછો ખુરશીમાં તુટી પડયો.

એક પળ શાંત ચુપકીદીમાં ગબડી ગઈ, મોનીકા જે અરસામાં, દયા અને ધાસ્તીના ભેગા ચિન્હો દાવતી આંખે તેને જોતી ઉભી.

"ઓ તું મને એક ચોર માનતી હશે, પણ મને કેવી શયતાન્યત લાલચ થઇ તે તું કેમ અટકલી શકશે?" ઍનેટે કહયું, અને ત્યાર પછી તેને પોતાના કરજને લગતી અને તેના માંગનારના છેલ્લા ધુજારાને લગતી તમામ કેફિયત તેણીને કહી સમજાવી.

"અને હવે," તેને છેવટમાં ઉમેર્યું. "માહરૂં ભવિશ નક્કી થઈ ચુકયુંછ. તે ઘણુંજ ઝળકતું નિવડશે. લોર્ડ લીન્સે માહરા મરનાર પપાને ખાતર માહરા મોટા મદદગાર થશે. પાછા તેવણ ઘણા લાગવગ્યા છે, તું જાણેછ, મોનીકા, તેવણ એક કૅબીનેટ મિનિસ્ટર છે અને ઘણાજ કાબેલ છે. એક વાર તેવણ જો માહરા દસ્તગીર થયા તો પછી આજની જીંદગી ઉપર મને પીઠ ફેરવી કદી જોવાનુંજ થશે નહીં. હું તને એ વધાઈ કહેવા અંહી આયો, કે તે તું વ્હાલીને જણાવી પેલી કંગાલ બ્રેસ્લેટને ઠેકાણે કરી દઉં, ને હવે—પણ હવે—બસ માહરો નાશજ નક્કી થઇ ગયોછ!"

"ઓહ! ઍનેટ! માહરા જાન!" મોનીકા રડી દઇ બોલી. તે વ્હાલા જવાન ઉપરની તે ન ધારી આફતથી તેણીને ઘણું લાગી આવ્યું. તેણીએ

ગુસ્સામાં વધાર્યું, "હું ઇચ્છુંછ કે એ મેં લીધી હતે. તો કેટલું બેહેતર થતે?"

"બચ્ચીતજ!" અૅનેટે જવાબ કર્યો, "માહરો તો એ નાશ કરી નાંખેછ. તાહરા બાબમાં કંઇ જુદુંજ હતે. તો—મોનીકા, તને—માહરી ધણી-આણી તરીકે હું લેતે એટલે બધાં જલદીજ એ વીસરી જતે."

પાછી ત્યાં ચુપકીદી ફેલાઇ.

"શું તું એમ નથી ધારતો અૅનેટ ડીયર, કે સર્વથી સલામત ને માનભર્યો રસ્તો માત્ર એજ છે કે સર રૂફસ આગળ જઇ ખરો ખુલાસો તાહરે કરવો, એવણ જરૂર એ બાબદ ઉપર ધાંકપીછોડો કરશે."

"લોર્ડ લીન્સેને કહયા વગર તો નહીંજ," અૅનેટે ઝડપમાં વચમાં કહયું, "નહી. માહરાથી તેમ નહી થશે. સર રૂફસ આગળ હું કનફેસ કરી શકતો નથી કે મેં લેડી પોમરેટના ઝવેલ્સ તફડાવ્યાં?"

મોનીકાએ તેની તરફ શાંત ચુપકીદીમાં એક ક્ષણ જોયું. તેણીના આંખમાં દયા તેમજ અજાયબીની મીશ્ર લાગણીઓ જોઈ લઇ શકાતી હતી.

"ત્યારે તું થોભશે ને બધું આપો આપ પકડાય તેની રાહ જોશે?" તેણીએ ધીમેથી પુછયું. "ભરાઈ રહીને પછી છેવટે નામોશીને હવાલે, કબુલ કરી દેવા બદલ, થશે!"

"કદાચ તેઓ નહી બી શોધી શકે," અૅનેટ બબડયો.

"નહી શોધી શકે? છટ! એવો ખ્યાલ પણ તું કેમ કરેછ? એ લોક જરૂર જાણશે. તું કહેછ તેમ બ્રેસ્લેટ કબાટમાંજ છે; ને એની ચાવી માહરા ને તાહરા સિવાય બીજા કોણ પાસ છે?"

તે સંકુમજી તે કમબખ્ત બનાવાર, મોનીકા આગળ, ગુંડણ મંડીએ પડયો અને ભારે કાલાવાલાથી આજીજી કરવા લાગો.

"મોનીકા, તું જો ચાહશે તો મને બચાવી શકશે! એ તોહમત મને જીંદગીથી ઉખેડી નાંખશે, પણ તાહરા બાબમાં—અરે! જો તું મને બચાવી લેવા કબુલ થશે તો—તે તેટલું આફતકારક પરીણામ નહી લાવશે. લેડી પોમરેટ તાહરે માટે તો તે છુપાવશે, પણ માહરે માટે તો તેમ કરવે પણ ગજબ પુરવાર થશે. મોનીકા, મને બચાવ, અગર જો તું મને ચાહતી હોય તો મને ઉગાર!"

તે બાળા તે સહમજી બે પગલાં ગભરાટથી પાછળ હટી ગઈ.

"તું શું કહેવા માંગેછ!" તેણીએ બોખરા સાદે સવાલ કર્યો.

"એજ કે તું જો મને ચાહતી હોય તો બચાવી લે!"

"એટલે–એટલે શું તું એમ કહેછ કે હું એમ કહું કે હું ચોર છું."

"તું ઘાટકી છે," તેણીના પગ આગળજ પડી રહી ઍનેટે કાલાવાલાથી કહયું, "શું તું જોઈ નહી શકતી કે એ માહરો કેવો બુરો ફેજ કરશે? જો હું પકડાવશ તો દુન્યામાં માહરૂં સર કદી ઉંચુ લઈ હું ફરી શકશ નહી. માહરી કારકીર્દી ખતમ થઇ જશે."

"અને હું?" ફીકકા હોઠોએ મોનીકાએ પુછયું.

"તાહરી વાત જુદી છે," બેનેટે આતુરતાથી કહયું. "તેઓ તાહરે માટે જરૂર ઘાંકપીછોડો કરશે; અને માહરી ઘણીઆણી તું થશે એટલે જરૂરજ બધું વિસરાઇ જશે. અરે! મોનીકા, શું તું જોઈ નથી શકતી કે આપણાં બેઉના સુખની કીશતી તમામ ભરદર્યે વમળમાં છે. તેને કીનારે સલામત તારવી લાવવાનું કામ તાહરૂં છે. જો માહરા નામને ઝાંખ લાગે તો પછી હું તાહરી સાથ કદી પરણીજ કેમ શકું, કેમકે મને માહરૂં પુરૂં કરવુંજ ભારી થઈ પડે. મોનીકા, માટે વિચાર કર, હું તાહરી પાસ કંઇ જાસ્તી ભોગ માંગતો નથી?"

"કંઇજ નહીં. તું માહરી ઇજ્જતનો ભોગ ફકટ માંગેછ," તેણીએ ઠંડા અવાજે કહયું, "અને–અને હું તો ચાહું એવું જોવા મગરૂર છે કે તું સાચ્ચું કબુલે. ભલે તું દુન્યામાં તેમ કરવે ગરીબીમાં સબડતો થાય. તાહરી તે મુફલશીમાં હું તાહરી હમશરીક થવા ખરાં દિલથી ખુશી છું. એક જુઠાંથી એકદમ વધે, તવંગર થાય તે કરતાં ગરીબાઇના ગમે એવાં વમલમાં વીંટળાઇ તું ધીરે ધીરે ફાવે તે જોવા હું જાસ્તી પસંદ કરૂંછ."

"બેનેટ તે સમજી ઉઠયો, અને ઠપકાની નજરથી ધ્રુજતાં અંગે તેણીને જોવા લાગો.

"તુંને માહરી કદરજ નથી. તાહરો પ્યારજ માહરા પર બીલકુલ નથી," તે ધીમેથી બોલ્યો "નહી તો તું મને નામોશીમાં ગર્ક જતો કદી જોઈજ નહી શકે? હું કબુલ કરૂં? માહરી જીંદગીને ધુલ કરૂં? નહીં, તે કરતાં મરવું હું બેહેતર ગણુંછ. તું મને નથી મદદ કરતી? ઓ, મોનીકા, જો વિચાર કર,

ખ્યાલ કર. આપણા મોટા પ્યારને ખાતર, આપણા ભવીશના સુખને ખાતર ફરી એક વાર દર્યાફત કર. કહે-કહે કે તું મને બચાવી લેશે?" તે છેલ્લા શબ્દો એટલા તો ઉસ્કેરાતથી બોલ્યો કે મોનીકા ઉપર તેની અસર થઈ.

"હું તને મદદ કરશ," તે તેની નજદીક જઈ ઝડપથી બોલી, "તને બચાવશ. એનેટ, હું તાહરે ખાતર તે કરશ. આપણા વચ્ચેના પાક પ્યારને વાસ્તે હું માહરા સ્વમાનની કુરબાંની કરશ."

"ઓ! માહરી—" એનેટ ખુશીમાં આવી જઈ તેને વળગી પડતાં બોલવા ગયો, પણ તેણીએ તુંરત દુર હટી જઈ તેને અટકાવ્યો.

"પણ તો બી હું જુઠું તો નહીંજ બોલશ. મને જુઠાં સામે સખ્ત નફરત છે. તાહરે ખાતર પણ હું તેમ નહીં કરશ. મગર હું કંઇજ ખુલાશો આપશ નહીં."

"એટલે જરૂર તે લોક તાહરી પર વેહેમાંશે," એનેટે કહયું.

"અલબતાં," તેણીએ જીયાદા ચેહેરામાં ફીકાસ પકડતાં કહયું "હું તે જાણુંછ, મને તે ખબર છે, ને તેથીજ, તાહરે ખાતર હું કંઇજ નહી બોલીશ.

"ગૉડ બ્લેસ યુ!" એનેટ બોલ્યો. તેજ પલે ચાલમાં કોઇના આવવાનાં પગલાં સમજાયાં. "કોઈ આવેછ. લેડી પોમરેટજ હશે. તું અહીંથી ચાલી જા, માહરી કુંચી આપ, ઠેંકયું. જા ડીઅર હવે તું આ રસ્તે છટકી જા," ચાવી લઈ એક બીજું બારણું બતાવતાં મોનીકા ધ્રુજતા સાદે બોલી. તેણીના તે ધ્રુજતા અવાજમાં મમતા-સ્વભોગ આપી દેખાડેલી મમતા ભેળાયલી હતી.

એનેટ, પોતાની તે વફાદાર માશુકને એક કીસી લઈ, રાહત પામેલાં જીગરે બીજે દરવાજેથી બહાર નાઠો; અને તેને કરેલો અજીમ અપરાધ પોતાને સીર હોરી લેવા મધુરી મોનીકા તૈયાર થઈ. એ તે પ્યાર! એ તે વ્હાલ!! એ તે વફા!! ખુદ પોતાના સ્વમાનની પણ પ્રોઢ પ્યાર ખાતર કુરબાની કરનારી નેકબખ્ત ઓરતો આય ક્ષણભંગુર અવનીમાં મોનીકા જેવી કેટલી હશે?



# પ્રકરણ ૬.

લેડી પોમરેટ ગુસ્સાનાજ ફુંફારા મારતી પોતાની ગવરનેસના રૂમમાં દાખલ થઈ. તે ઉમરે પોંહચેલી, મગર તંદદોરસ્ત બાંધાની, લાલ મઘરડા જેવા ચેહેરાની અને મોટા મોટયાંરાંઓની પેલી કમાલ એબ–તુંદાઇથી રગેરગ ભરેલી હતી. પોતાથી ઉતરતાંઓ તો જાણે પરવરદીગારને મકાનેથી આ દુન્યામાં નકાંમાં ફેંકી દેવામાં આવેલાં હોય તેમ તેઓ સાથ તવંગરો વર્તે છે. તેઓ સાથ વાત કરતાં પણ ગોયા કમકમે છે, અને તેઓ જાણે શું એક હીણપ્છીના કે ઉડતા રોગથી ભરેલાં હોય તેમ તે બિચારાંઓને હીણે છે, અને પોતા આગળથી દુરને દુર રાખે છે. મોટે ઘેરની એ એક મોટી બદી છે; કે જે ખરેખાત તો ઇશ્વિરી કાયદાઓનું ખુલ્લું ઉલંઘન કરનારી અને તમામ ધીકકારી કાઢવાજોગ છે. તે પરમકૃપાળુ કીરતારે પેદા કરેલાં માનસો વચ્ચે ફરકજ શું છે અને કયાં છે? સર્વે સરખાં છે, મગર આ દોરંગી દુન્યાના બીજા ખુદા તરીકે સ્વીકારાતા અને અધીક પ્યારથી પુજાતા પૈસાના જોરશોર અને ગર્વથી ઉપજતી એ એક દુષ્ટ બ્યાધી છે. ચીચોડાનો ચળકાત તેના ધરાવનારને આંજી નાંખે છે, પોતાના વિચાર અને ઇચ્છા મુજબ તેને વર્તવા તે જાણે તેને હીપનોટાઇઝ કરે છે, અને ગમે તેવી મુફલશીની સબડતી મુશીબતોમાંથી તવંગરના તૉરમાં આવેલાઓને પણ તે તેની એક વારની બરોબરનાઓ તરફ અવિશવાસ અને અમર્યાદાથી જોતાં કરે છે. તે ચશમચોર બને છે. ઉપકાર વિસરે છે. અપકારને પોતાનો સ્નેહી બનાવે છે. તુચ્છકાર, બેમુરવ્વતપણું આદી દુરગુણોને પોતાની પનાહમાં પંપાળે છે, એવો તવંગરીનો તુમાખ છે.

મગર સબર! તે સાથ આપણુને હાલમાં કામ શું છે? લેડી પોમરેટ સાથજ આપણને હાલમાં કામ લેવાનું છે, અને કહેવાની જરૂર નથી કે લેડી પોમરેટ પણ માતબરીના તે બુરા વગવસીલાંના એક નાકેશ ગુલામ છે.

"ચાવી કાંહાં છે, મીસ રટીન? તે મળી કે?" લેડી પોમરેટ અંદર દાખલ થતાં સમેત સવાલ નાંખ્યો. તે છેલ્લા શબ્દો એટલા તો અનકાથી બોલી કે જાણે તેણીની પુરી ખાત્રી હોય કે તે નજ મળી હોય.

"હા, આ રહી તે!" મોનીકાએ શાંત જવાબ કર્યો, અને ચાવી લેડી પોમરેટને હાથમાં આપવા માટે હાથ લાંબો કર્યો.

લેડી પોમરેટ જરા ચાંઇ પડેલાં તે લઇ સરભોગ તે રૂમ છોડી ગયાં.

મોનીકા હવે પછી શું તેણી ઉપર ગુજરનાર હતું તેનો ખ્યાલ કરતી ત્યાંજ ધડકતાં જીગરે બોલી.

પાંચ મિનિટ પછી હર લેડીશીપ પોતાના એક હાથમાં પેલી કમબખ્ત બ્રેસ્લેટ લઈ મગરૂરીથી ફુગરાતે ચેહેરે પાછાં અંદર આવ્યાં.

"મીસ૦ સ્ટીન, તમે પકડાંયાંછ," તેવણે કડવાસથી કહયું, "એકદમ કબુલ કરી દેવ કે એ તમે લીધેલી."

મોનીકા ચુપ ઉભી. તે જોઈ લેડી પોમરેટ જાસ્તી ક્રોધે ભરાયાં.

"કબુલ કર. બેઅદામની!" તેવણે કહયું, "નહીં તો તાહરે માટે તે ઘણું બુરૂં પરીણામ લાવશે. કહી દે કે તેં કાંય માહરી ચોરી કીધી?"

"મેં ચોરી કીધીજ નથી." મોનીકાએ ઝડપમાં કહયું.

"જુઠું બોલી માહરી ખફગીમાં જાસ્તી ના આવ," લેડી પોમરેટે ગુસ્સાથી ગગડાટ કર્યો. "ચાલ નીચે આવ, ને સર રૂફસ સાથ વાત કર."

મોનીકા દબી ગઈ. એક પળ સઘળું ખરૂંનરૂં કરી દેવાનો તેને વિચાર આવ્યો, પણ બૅનેટ ગીઅરસનનો કાલાવાલાથી આજીજી કેરતો ચેહેરો તેણીને તે પળે હવામાંથી મકકમ રહેવાને વીંનવતો હોય તેમ પજવવા લાગો.

તેણીએ પોતાના હોઠો જોરમાં પીસ્યા, અને પછી લેડી પોમરેટની પુઠે ધ્રુજતાં જીગરે તે લાયબ્રેરીમાં ગઈ કે જ્યાં સર રૂફસ બેઠા હતા.

"કેમ ડીયર, હું ધારૂંછ તેમ મીસ સ્ટીન સામેનો તાહરો આક્ષેપ ગલતજ નિવડયો કેની?" સર રૂફસે પોતાની મોહોરદારને સવાલ કર્યો.

"ગલત! મેં ધારેલું ને માનેલું કે દહાડે ખોટું પડયુંછ કે આજે પડશે," લેડી પોમરેટે પોતાના ભરથારને ભખીજ ખાધો, "લેવ આંય ખોહવાયલી બ્રેસ્લેટ. એ પેલી સ્ટેશનરીવાલી કબાટમાંથીજ મળી કે જેની ચાવી આય દુકતી ને મી૦ ગીઅરસન પાસ રહેછ."

"મી૦ ગીઅરસન તો આપણી સાથ જમ્યો," સર રૂફસ બબડયા.

"અલબતાં એના વીશે તો શકજ કંઇ કરવાનો કે લાવવાનો નથી." લેડી પોમરેટે તીખાસથી ઉમેર્યું, "પણ મીસ સ્ટીનને તે ટાઇમમાં માહરી મેડ પ્રાયરે માહરા રૂમમાંથી આવતી ને કંઈ છુપાવતી નાહસતી જોયલી છે. તેથી, એણેજ એ બ્રેસ્લેટ એ કબાટમાં છુપાવેલી લાગેછ. મેં એને

એનું પાપ કબુલવાની સલ્લાહ આપીછ," લેડી પેમરેટે ગુસ્સાથી જારી રાખ્યું, "પણ જો એ ન કબુલશે, તો પછી હું પોલીસને બોલાઉંછ."

"માહરી વ્હાલી, એ જુવાંન છે; નાદાંન છે. એને એકાએકી લાલુચ થઇ આવી હશે, તું જાણેછ———"

"એકાએકી લાલચ, શ! આપણા ફેમીલી ઝવેરસ! ઉપર એમ હાથ મારવામાં આવે, ને તે કેસમાં એકાએકી લાલચના બાંહાંણા તમે લાવોછ; વૅાટ રૅાટ! રૂફસ. હું તમને કહુંછ સાફ કે આ બાબદની તો સખ્ત હાથે ખબર લેવાવીજ જોઇએ."

"હા," સર રૂફસે કહયું, પણ તેવણ દીલથી તો તે જવાંન અબળા માટે ખરે મને દીલગીર હતા. તેવણે મોનીકાને પોતાનો ગુનાહ કબુલ કરવા સમજાવી, પણ તેમ કરવાની તે બાળાએ સાફ નાજ પાડી, એટલે અંતે ઘણાંજ દુ:ખી જીગરે પોલીસને બોલાવવાની પોતાની હાથની ધરનીની માંગણીને તેવણ વશ થયા.

"આપણને દેખાડવું જોઇએ કે દમસમથી આપણને કોઇ લુટી શકશે નહી." લેડી પેમરેટે મત આપ્યું.

પોલીસના નામથી મોનીકા પાછી જરા દગમગી. પણ ફકત એકજ મિનિટ. બીજીજ પળે પાછી તે દ્રઢ બની. જો કે ભિત્તરમાં તો જવાળા ઉછળતા હતા, છતાં બાહારથી શાંત દેખાવાનો જીવતોડ પ્રયત્ન કરવા લાગી.

તેણીના વિચારો તે વખતે બધા બેનેટ ગીઆરસનમાંજ ભરી મુકેલા હતા. તે હવે બોલશેજ, કબુલ કરવા બાહાર આવશેજ; તે તેણીને પોલીસમાં તો નહીંજ જવા દેશે. એવા તે સુંદરીના તે પળે ખ્યાલો હતા.

પોલીસ આવે તેટલો વખત તે લાયબ્રેરી વાળા રૂમમાં તેણીને બંધ કરવામાં આવી.

તે ટેબલ નજદીક પોતાની આ કમનશીબ હાલતનો ખેદ કરતી બેઠી. ચોરી—ચોરી જેવા નિચ અપરાધની તે જવાબદાર જગમાં મનાતી હતી એ નામોશી શું તેણીના સારાં નામ વાસ્તે કાંઇ થોડી હતી. અને તે બી વળી શાંને સારૂ? તેણી તો તમામ નિર્દોષ હતી; એક ભલતાજ ખતાવારની ખતા પોતાને શીર હોરતી હતી. એક જુદાજ ધણીના ગુનાહનો ટોપલો પોતાને મસ્તકે ઉઠાવતી હતી. તેણી તેમ કરવામાં શું વાજબી હતી? "બેશક નહી!" તેણીએ પેહેલે ખ્યાલે વિચાર્યું, "પણ ત્યારે જો હું ખરૂં કહી દઉં,

તો એનેટ-માહરા જાનનું શું થાય? તે વ્હાલા જવાંનને દુન્યામાં નામ કાઢવાની મોટી અભિલાષા હતી, તે તમામ ભ્રષ્ટ થઈ જાય તે વાજબી હતું?" તેણીના ભિન્તરમાં તે વિચારો ઉલટા સુલટી તુફાણ મચાવવા લાગા. પોતાની ઇજ્જતનો ખ્યાલ તેણીને ડરાવવા લાગો, જ્યારે તેજ વખતે એનેટ ગીઅરસન માટેના પ્રૌઢ પ્યાર તેણીને તેનો અપરાધ કબુલી દેવો નહીંજ એમ વિનવવા લાગો.

"તુંને બંધ કીધીછ કે!" તેણી પોતાના ખ્યાલોમાંથી કોઇનો અવાજ આવવાથી અચકી ઉઠી. એનેટ ગીઅરસન તે લાયબ્રેરીવાળા રૂમની બહાર બાગમાં ઉઘડતી બારી આગલથી તેને બોલાવતો હતો. તેણી ઉઠી તે બારી નજદીક ગઈ.

"હા. રૂમનું બારણું એ લોકે બાહારથી બંધ કર્યુંછ ને પોલીસને બોલાવીછ," મોનીકાએ જવાબમાં કહયું.

"તું આય બારી કુદાવી આવી શકશે, હું ધારૂંછ," એનેટે જરા શકમંદ પુછયું.

"હું બીહુંછ કે તેમ બનવું મુશકેલ છે; અને જો એક બારગી હું આવી બી શકું તો તે મને ખપ શું લાગવાનું છે? હું કયાં જવશ ને શું કરશ? નહી, તેથી, હું અહીંજ થોભશ. શું તું એમ ધારેછ કે તેઓ મને બંદીખાનામા મોકલશે, એનેટ?"

"કદાચ તેઓ તેમ કરાવે બી!" તે જવાંને ધીમેથી કહયું, "હું," તેને નાશીપાશીથી ઉમેર્યું, "ત્યારે કબુલ કરૂં! અરે! હું કાંય ગધેડો બન્યો હોવશ!" તેણે એક સરદ હાય ખેંચતાં પુરૂં કર્યું.

"તું તને પોતાને ઠપકો ના આપ," તે ભલી બાળાએ ભલાઇથી કાલાવાલા કર્યા, "તું જે ગમે તે તને ના બોલ. જે બુરૂં બનવાનું હતું તે બની ચુકુંછ. એ લોકે મને ગુનેહગાર ગણી લીધીછ."

"હા. તે લોકે તને ખતાવાર માની લીધીછ, ને એ ખુશી થવા જોગ છે," તેણે આતુરતાથી વધાર્યું, "કે તાહરે માટે દુ:ખી થવાવાલું કોઇજ નથી. માહરી તો માવિતર છે, જે માહરી નામોશી જો જાણે તો જરૂર બિચારી આપઘાત કરીને મરી જાય, અને, તેથી, જો મોનીકા તું ધારતી રાખેછ તેવું જો બુરૂં બનવાજ પામે તો ધીરજ ધરજે, તું જેલમાંથી જેવી છુટી આવશે કે આપણે શેહાદીના ગાંઠથી સદા સુખીને માટે એક થઇશું.

હું તાહરા બાહાર આવવાનીજ આતુરતાથી રાહ જોતો જેલને દરવાજે ઉભો રહેવશ, ને તું માહરી જાનથી બી જીયાદા વ્હાલી સાથ ત્યાંથીજ બાહરો બાહર એક ટેક્ષીમાં કોઈ દેવલ તરફ હંકરાવી જઇ તુંને માહરી હકદાર પરણેતર કરશ. હું એ પ્રતિજ્ઞા લઇને કહુ છું.

"હું આશા રાખુંછ કે ભવિશમાં તું માહરી તરફ ઘણો ભલો નિવડશે," મોનીકાએ દિલથી જરા તે સંચારાના નાદર શબ્દોની ખુશહાલીમાં ધ્રુજતાં મીઠા નાદે કહયું. "એનેટ ડીયર, તાહરે ખાતર, તાહરી તરફની માહરી મોટી મોહોબતને ખાતર, તાહરી પ્રિય જીંદગીની માનીતી ઉમીદોના નાશ થતો અટકાવવાને ખાતર હું એ બધું ખમવા ખુશી છું. પણ–પણ, હું જોઇએ તે કરતાં વધું ભોગ આપુંછ, શું તું સમજી નથી શકતો કે એ માહરે માટે શું છે?"

"પુરે પુરૂં હું સમજુંછ," તેણે દીલગીરથી મનાવ્યું, "ને તેની રગેરગ હું કદર કરૂંછ. શું તું એમ શંકા રાખેછ કે હું એ વિસરી જવશ. હું કસમ લઇ કહુંછ કે હું તુંને સદા સાચ્ચોજ રહેવશ, મોનીકા."

"હું આશા રાખુંછ કે તું રહેશે!" તે દિલથી ધ્રુજતાં બોલી, "પણ કોઇના આવવાનો અવાજ આવેછ. તું અહીંથી ચાલી જા," તે ઝડપમાં બોલી અને બારીનો કરટન નાંખી તે પાછી પોતાની અસલ જગ્યાએ દોડી જઈ બેસી ગઇ, કે તેજ વખતે તે રૂમનું બારણું ખુલ્યું, અને લેડી પોમરેટ એક પોલીસ ઑફીસર સાથ અંદર આવી.

## પ્રકરણ ૭.

વખત જતાં કાંઈ વાર લાગતો નથી. ઘડીઓ, પળો, કલાકો, દિવસો, અઠવાડીઆંઓ, અને મહીનાઓ કરતાં કરતાં વર્ષો એક સરખાં વહી ગયાં છે, જાય છે, અને જશે. એક વહેતી નદી જેમ સડસડાત બેઅટકાવ વહીને દર્યાના ઓહોળા પેટામાં અન્દીક થઈ જાય છે, તેમ વખત વિટ્યો જઈ ભુટકાળમા મળી જાય છે.

બાર માસ બોલ બોલતાંમાં નિકળી ગયા; અને ફરી એક વાર માતબર બડેખાંઓની લંડનની સીઝનની ધમાલ શરૂ થઈ.

પાર્ક લેનમાં આવેલા પોતાના બાદશાહી મકાનમાં લૉર્ડ લીન્સે તરફથી એક રાતે એક પોલીટકલ ડીનર કરવામાં આવ્યું હતું, કે જેમાં બાનુંઓ હાજર, અલબતાં તેથી, નહી હતી. ઇંગ્લાંડના ચુનંદા રાજદ્વારીઓનો દબદબાભર્યો મોટો જમેલો તે ઉમરાવના ઇજ્જતને માન આપી ત્યાં એકઠો થયો હતો, કે જે બધાઓ ત્યાં નાદર મિષ્ટાનને ઇન્સાફ આપી એકક પછી હાઉસ ઑફ કૉમન્સમાં હાજરી આપવા ત્યાંથી હંકારી ગયા હતા.

"તમારો સેક્રેટરી ઘણોજ કાબેલ જવાંન દીસેછ, પ્રદેશ ખાતાંના પ્રધાને લૉર્ડ લીન્સેના મોટરમાં વૅસ્ટ મિનિસ્ટર તરફ હંકરાઇ જતાં કહ્યું.

"હા. એક ઝળકતી કારકીર્દી એને માટે ભવિશમાં સર્જીત છે." લૉર્ડ લીન્સેએ કહયું. "એ જરૂર આગળ જતાં નામ કાઘશે."

"પૉલીટીકસમાં, હું ધારૂંછ," બીજાએ પુછ્યું.

"હા. હું બી એમ ધારૂંછ. પણ તે અગાઉ એને બૅરીસ્ટર બનાવવોછ. મને એના ભલામાં ઘણો લાભ છે. એનો મરનાર બાપ અગાઉ માહરો ફ્રાસ્ટ ફ્રેંદ થતો હતો, ને તેથી એ છોકરાના ભવીશ માટે હું ઘણી કાળજી ધરાઉંછ. હું એને માંહરો દીકરોજ સમજુંછ અને એને આગળ વધારવા હું માંહરૂં બનતું કરીશ."

"એ તમારાં નામને જરૂર જેબ આપશે," ફૉરેન સેક્રેટરીએ જવાબ દીધો. આ વખતે કાર પાર્લામેન્ટના મકાન આગળ આવી થોભી, ને તે બે રાજદ્વારી યોધ્ધાઓ નિચે ઉતર્યા.

આ વખતે, લૉર્ડ લીન્સેના પાર્ક લેનમાં આવેલાં મકાનના ડ્રોઇંગ રૂમમાં એક જુવાંન બબળી કોઇને ત્યાંની ઇવિનીંગ પાર્ટીમાં જવા વાસ્તે ભપકામાં સજ થયલી દાખલ થઈ.

તે એક ઉંચી અને લગાર દેખાવલી છોકરી હતી. નેટા હારવે, તેણી, ખુબસુરતમાં તો ખપી શકેજ નહી, મગર બીજી બધી રીતે તે એક હુશયાર અને ઍકોમપ્લીશડ નારી હતી. તેણી લૉર્ડ લીન્સેનું એક પુરૂં ફરજંદ હતી, એટલે ભવીશમાં તેની એકલી વારસ હતી.

તેણીની માતા તે ન્હાની હતી ત્યારનીજ કમનશીબે મરણ પામી હતી, અને, તેથી, તે તેના બાપની એક દુરની કઝીન-લેડી અરાબેલા ગ્રેગરીની બાંહેધરી અને દેખરેખ હેઠલ ઉછરી હતી.

નેટા પોતાના હાથના ગલવઝનો બટન પોતી ડ્રેસીંગ રૂમમાં લેડી અરાએલાના આવવાની રાહ જોતી ખોટી થતી ઉભી હતી, તેટલાં તે રૂમનુ બારણું જે તેણીની પીઠે આવેલું હતું તે ઉઘડયું, અને તેણીએ તે આવનાર લેડી અરાએલાજ હશે કરી ખુશ મિજાજે કહયું, "હું તૈયાર છું, કઝીન, તમે આજે કાંઈ જલદી તૈયાર થઈ આવ્યાં!"

"એ લેડી અરાએલા નથી, હું છું," બેનેટ ગીઅરસને એમ કહી હસતાં હસતાં અંદર આવતાં જવાબ કર્યો.

નેટાના ચેહેરા ઉપર સુર્ખી ફરી વલી.

"હું અજબ થતીજ કે કઝીન અરાએલા એટલાં જલદી તૈયારજ કેમ થઈ આવ્યાં હશે? કોઇ દહાડો એમ બન્યુંજ નથી, તું જાણેછની?" નેટાએ કહયું.

"લાવ તાહરાં ગલવઝના બટન મને પોવા દે," બેનેટે નજદીક આવી કહયું, અને તેણીના ભરેલા હાથ ઉપર ચઢાવેલા ક્રીમ કલરના તે સુંદર ગલ્વઝના બટના પોતાના હાથે પોરવવા લાગો.

"આજે તને અંહી આપણે ત્યાં આવ્યાને બરાબર એક વરસ થયું તુંને ધ્યાંન છે કે?" નેટાએ પુછયું.

"શું હું તે કદી બી ભુલી જવશ?" તેણે જવાબ કર્યો, "મને અંહી જે માયાલુ આવકાર આપવામાં આવ્યોછ તેની યાદ શું માહરી જીંદગી ભરમાં પણ કોઇ દિવસ વીસરાશે? મને તો એમજ લાગ્યું કે હું માહરેજ ઘર આવ્યોછ.

"તને એમ લાગ્યું તે જાણી હું ખુશી છું," નેટાએ મમતાથી કહ્યું "અસ્લમન અમે તને બેગાનો તરીકે તો ગણી કે માની શકયાંજ નહી, જ્યારે અમે જાણ્યું કે તું માહરા પપા ડીયરના જીવેજાનના ઈષ્ટ મિત્રનો બેટો થતો હતો ત્યારે."

"એમ કાંઈ બધાંએજ પોતાના જુના મિત્રોના ફરજંદને યાદ કરતાં નથી. અને મુખ્ય કરીને ત્યારે તો નહીંજ કે જ્યારે તે મિત્ર કૈલાસવાસનો રહેવાશી થઈ ચુકો હોય અને તે બી ગરીબીમાં સબડીને. લૉર્ડ લીન્સે જેવા એક મહા ભલા માણુસનુંજ એક એ કામ છે કે જેવા ભલાઓ આ એકદર દુન્યામાં બહુજ થોડા હોયછ."

"પૈસાથી જાણે કાંઈ તફાવત થતો હોવ એમ તું કાં બોલેછ?" નેટાએ કહયું. તેણીના બોલવાની ધપ એવી હતી કે જાણે પૈસાની તાણ કે

મારામાર તેણીએ અનુભવીજ ન હોય. અને બેશક તેમજ તેણીના બાબમાં તો હતું.

"બેશક. પૈસો તફાવત કરાવેછ," બેનેટે હસીને કહ્યું. "પૈસો માણસની મતી ફેરવાવેછ. ઉંચ અને નિચના ભેદનુ મુળ જો જોશો તો, નેટા, એ પૈસો છે. ખરેખર તો આ જગમાં પૈસો એક આશીશ કરતાં શ્રાપ સમ જીયાદા છે. પૈસા વાસ્તે કેવા કેવા બુરા અધર્મો થાયછ. નેકો બુરા બનેછ, બુરાઓ દોજખી બનેછ, અને શું નથી બનતું તેજ કહેવાઈ શકાય એમ નથી," બેનેટ જરા ગદગદી ગયો. પૈસા ખાતર કેવો અધમ અપરાધ તેણે એકવાર કર્યો હતો તેની તેને તે વખતે ફામ થઈ આવી, અને તેનો સાદ ધ્રુજતો બન્યો.

"શું છે બેનેટ ? તાહરો દીલો કેમ ભરાઈ આવ્યોછ ? નેટાએ પુછ્યું, "ઓ, માફ કરજે. મને એ કઢંગો પ્રશ્ન કરતી વેળા ધ્યાંન ન રહ્યું કે તે એકવાર પૈસાની બુરી હાડમારીઓ હદ ઉપરાંતની સેહેવેલી છે."

"તું ના ચિંતા તેની કાંઈ કર, ડીયર," બેનેટે હસીને કહ્યું, "તમારા લોકની મેહેરબાંનીથી હવે બધું તે હું મુકી ને વિસરી છુટોછ. પૈસાની વિપત્તીઓ તો જેના પર પડેછ તેજ તે કેવી ને કેટલી કાટીલ છે તે અનુભવેછ."

આ વખતે લેડી બરાબેલા ઘણુંજ લેટ થઈ જવાની ફીકરમાં બરપચ કરતાં આવ્યાં, ને નેટાને ઉતાવલ કરવાની તાકીદ આપી.

"હું ઇચ્છુંછ કે તું સાથે આવતો હતે," નેટાએ જતાં જતાં કહ્યું, "તને અહીં ઘડીઘડી એકલો રાખી જતાં મને નથી ગમતું."

બેનેટ હસ્યો.

"માહરે અહીં એખલો રહી વાંચવુંજ જોઇએ," તેને સમજાવ્યું. "હાલમાં મોજ શોખ માહરે વહાલી કરવી નથી."

નેટા જવાબમાં એક મીઠું હસતું હસી. અને લેડી બરાબેલા સાથ તે રૂમ છોડી ગઈ.

તેઓના વિદાય થયા બાદ, બેનેટ પોતાના સ્ટડી રૂમમાં જઇ વાંચવા બેઠો. છેક મધરાત વેર તેણે એક ચિતે વાંચ્યું, અને લૉર્ડ લીન્સે હાઉસ ઑફ લૉર્ડસમાંથી જ્યારે પાછો આવ્યો ત્યારે બી તે વાંચવાનીજ બેઠો હતો.

એનેટ તે ઉમરાવને આવતાં જોઇ પોતાની જગોએથી ઉઠી ઉભો થયો, અને એક ખુરશી તેને બેસવા માટે માનથી આગા ખેંચી. લૉર્ડ લીન્સેએ બેસવા અગાઊ તે જવાંનના ખભાં ઉપર તેની તે મેહેરબાંની માટે તે આભારી થયો હોય એવું બતાવવા પોતાનો હાથ માયાથી મુકયો. તેઓ વચ્ચે નજરની જે આપલે થઇ તે કોઈ પરાયા કરતાં એક બાપ બેટાને પેશ થતી જાસ્તી હતી.

"તું-ઘણી ઝહેમંત ખેંચેછ; પોર્યા," ટેબલ ઉપર ઢગલો થઈ પડેલી ચોપડીઓ ઉપર નજર કરી તે ઉમરાવ બોલ્યો.

"જી હા. તમારી મેહેરબાંનીથી આજે આખી રાત થયાં હું વાંચુંછ, સાહેબ."

"જરા બી નહી," લૉર્ડ લીન્સેએ ઝડપમાં કહયું. "હું તને એક માહરા પોતીકા દીકરા તરીકેજ ગણુંછ. એનેટ, તું જાણેછ કે તાહરાં ભલાંમાં હું ઘણો ઇન્ટરેસ્ટ લઉંછ."

એનેટ ઉપકારના થોડાક ઘટીટ શબ્દો બબડયો. જરા વાર ચુપ બેસી રહી લૉર્ડ લીન્સેએ તે પછી એકાએક સવાલ કર્યો, "તું ગોઠવાવાનો વિચાર રાખેછ કે, એનેટ?"

એનેટે ચોંકીને તે ઉમરાવના મોંહા ગમી જોયું. "પરણવાને વાસ્તે તમે પુછોછ, સાહેબ?"

"હા. તેં કાંઈ એ વિશે વિચાર કર્યોછ કે?"

એનેટ મારી કુટીને જરીક હસ્યો.

"હું કરીજ કેમ શકું, માહરા મેહેરબાંન?" તેણે કહયું, "હું પોતેજ કયાં હજી ઠરીઠામ થયોછ. હું પરણવાનો ખ્યાલ મનમાં કરૂં તે અગાઊ માહરે બીજાું ઘણું જોવાનું ને સંભાલવાનું છે."

"તે તું કોણ સાથે ને કયાં ખાનદાનમાં પરણેછ તે પર મોટો આધાર રાખેછ," લૉર્ડ લીન્સેએ ધીમેથી કહયું, "જો તાહરી ધણી-આણી તવંગર—"

એનેટ લાલચોળ થયો. તે ઇશારો વગર શકે અર્થસુચક હતો.

"શું તમે એમ નથી ધારતા, સાહેબ," તેને ધીરા અવાજે પુછયું, "કે એક ધણીઆણી ઉપર દરેક ચીજનો આધાર રાખના થવું એ નબોજાું નથી."

"જો તું બીજું કાંઇ આપી શકવા સમર્થ હોય તો જરા બી નહી. બેનેટ, તું આગળ જતાં નામ તો જરૂર કાઢશે એવી આશા રાખેછ. એક દિવસ તાહરી બૈરી તાહરે માટે ઘણી મગરૂર બનશેજ. વળી હું તને માહરા દીકરા તરીકેજ ગણુંછ તો કહે કે તાહરી નજરમાં કે ધ્યાનમાં કોઈ જુવાંન છોકરી છે કે? જો સ્પષ્ટ ભાષામાં પુછું તો–કોઇને તું વચન આપી ચુકોછ કે?"

બેનેટ એક ક્ષણ ડગમગ્યો, તે સારી રવેશે જાણતો હતો કે તે બુઢો ઉમરાવ શા સબબ સર તે પ્રશ્ન તેને ભાર નાંખીને પુછતો હતો; અને એ બી અચ્છી રેવેસે કલ્પી શકતો હતો કે નેટા સાથ શેહાદીના ગાંઠડી જોડાવાથી તેને કેવા મોટા લાભો થવાના હતા. પણ તે મોનીકાને સેહજમાં ભુલી જઈ શકયો નહી, અને તો બી—જો તે ફકટ તેમ કરવા હામ બીડે તો!

"સેહજ સાહજ એવી મતલબનું મોનીકા સ્ટીન આગળ હું બોલી ચુકેલો છું, સાહેબ. તમે ખ્યાલ તો કરી શકશો કે એ મોનીકા સ્ટીન સર રૂફસ પોમરેટને ત્યાં એક ગવરનેસ હતી."

તે સમજી લૉર્ડ લીન્સેનો ચેહેરો જરા ડાર્ક થયો.

"પેલી દુકતી! માહરા દીકરા એ કદી નહી બને–કદી નહી!" તેને ઠરાવથી કહયું, "તે તો ચોર ઠરેલી છે, નહી વારૂ? લેડી પોમરેટની બ્રેસ્લેટ તફડાવેલી, ને તે માટે તેને શું સજા થયલી?"

"બે વર્ષ," બેનેટે દમ મારીને કહયું.

'ગરીબ બાપડી! એકાએકી લાલચ થઈ આવેલી સર રૂફસ કહે તેમ. કદાચ હોય બી. પણ તો બી તે ઘણી બદજાત હતી. છેલ્લે વેર તેને પોતાને 'નૉટ ગીલ્ટી' જાહેર કીધી, અને કાંઇ ખુલાશો આપવા બી ના પાડયો. માહરા દીકરા," તે ઉમરાવે સમજાવતની ધપે વધારયું, "શું એવી એક કલંક લાગી ચુકેલી અબળા સાથ તું જીંદગીની પાલ બાંધવા માંગેછ? શું તે તાહરી કારકીર્દીની બરબાદી નહી કરશે?"

"તમે એમ ધારોછ?" બેનેટ બબડયો.

"હાસ્તો," તે ઉમરાવે ભાર નાંખીને કહયું, "એ એક વગર શકની વાત છે. તું જો તેણી સાથ હવે વરવા ઇચ્છે તો બેશક દીવાનોજ હોવો જોઇએ. તે દુકતી પોતે પણ એમ ધારતી હશે. તે પોતેજ એમ આશા રાખતી હશે કે તું તેણી સાથ હવે પરણી શકશેજ નહીં."

"પણ મેં વચન આપ્યુંછ," બેનેટે ધીમેથી કહયું.

"પણ આવો એક બનાવ વચન તોડવાને માટે પુરતો સબબ છે. તું તેને ચાહેછ કે?"

બેનેટ ઘચુપચુ થયો.

તે પોતાના જીગરના ઉંડાણથી જાણતો હતો કે તે મોનીકા સ્ટીનને ખરેખર ચાહાતો હતો. એવા તો પ્રૌઢ પ્યારથી કે જેવી રીતે તે બીજી કોઇને ચાહી શકનારજ ન હતો; મગર તે એમ બી તે પળે જાણતો હતો કે તે તેણીને વરવા તૈયાર નહી હતો. પોતાના સ્વાર્થ અને લોભને ખાતર નેટાને પરણવા આર્જુમંદ હતો.

બેરીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કર્યા પછી નેટા સાથ પરણી તેણીના બાપની લાગવગના જોરે તે પાર્લામેન્ટમાં એક બેઠક મેળવવાનો લોભ રાખી, રાજદ્વારી દુન્યામાં નામના મેળવવા માંગતો હતો.

જ્યારે એક પૅની વગરની, અને કાળા કલંક સાથની મૉનીકા સ્ટીન જોડે લગ્ન ગાંઠથી જોડાવામાં તેનું બખીશ બાંગી જતું હતું. તેમ થવે સઘળું સીહાજ નજરે પડતું હતું. અને તો બી તે શું મોનીકાને તજી દે—તેણીએ જે જબરદસ્ત ભોગ આપ્યો હતો તે પછી તેને છોડી દેવી? શું તે એટલો બધો બેમુરવ્વત અને ચશમચોર થાય?

"તું એ પર ગંભીરાઇથી વિચાર કરજે," લૉર્ડ લીન્સેએ કહયું, "એ છોકરીને ખાતર તાહરી જીંદગીનો નાશ ના કરતો. તેણીના નામને જે સખ્ત કલંક લાગ્યોછ તે તને બી ખરાબીની ખાહીમાં જો તું તેની સાથ જોડાશે તો ગબડાવી જશે. ને તું," લોર્ડ લીન્સે પોતાની ખુરશી ઉપરથી ઉઠી ઉભો થઇ, અને બેનેટના ખભાં ઉપર હાથ મેલી વધારે અસર કરતી ફીસમે બોલ્યો, "બેનેટ, તું દુન્યામાં વધારે સારાં માટે સરજાયલો છે. માહસ બેટા, તું એ પર વિચાર કરજે!"

"સારૂ સાહેબ, હું કરીશ." તે જવાંને જરાવારે ગંભીરાઇથી જવાબ આપ્યો.

# પ્રકરણ ૮.

લોભ! આ બે અક્ષરી શબ્દ કેવો જાલેમ જુલમગાર છે? લાલચ કેવી ડરામણી દઇંટ છે? નેકોને બદ બનાવનાર, સત્યવાદીઓને નર્ક કુંદમાં લઈ જઈ નાંખનાર, પરેહજગારને પાપી કરનાર, ઇશ્વરના ભકતને શયતાનનો શાગેર્દ કરનાર; ઇમાન, સ્વમાન આદી ફરેસ્તાઈ ગુણોને કોડીને મુળના અંકાવનાર કાંક્ષા કેવી—અરે કેટલી ખાનાખરાબીઓ આ ક્ષણભંગુર અવણીની અંદર વ્યપાવે છે? તેનું બદજાદ ચલણ કેવું અચલ ને અચુક છે? ભલા ભલાઓ તેના વગને શરણે ગયા છે. સાધારણ ઇસમથી મહાન પુરૂષો અને રૂષીઓ, કોડીને મુગનાઓથી કરોડોની દોલત ધરાવનારા રાજા મહારાજાઓ વટીક તેના ચરણની ખાક ચુમતા તેના ગુલામ બન્યા છે તો, અય અઝીઝ આપણો બેનેટ ગીઅરસન બાપડો શું હિસાબમાં?

લૉર્ડ લીન્સેએ તેને સમજાવ્યો, તેના અંતકરણે કે જે હમેશાં પ્રથમમાં તો એક ઇનસાંનને સારેજ રસ્તે પડવા ચેતવણી આપે છે તેને તેને વાલ્યો, મગર લાલુચનો કમબખ્ત દેવ તેની પુઠે પડયો; અને અંતે અફસોસ કે તે પીગલ્યો.

લંડનની સીઝન પુરી થઇ જવા પછી લૉર્ડ લીન્સે સાથ તેને સ્કોટલાંડમાં જવું પડયું કે જ્યાં તે માલેતુજાર ઉમરાવની મોટી બાપીકી જાગીર હતી. હયાં તે લેડી નેટાના વધતા સમાગમમાં ખુદરતી આવ્યો, એટલે તેને તે સંબંધી વિચારો પણ સામુ જીયાદા આવવા લાગા. લૉર્ડ લીન્સેની ઇચ્છાને માન આપી નેટા સાથ ગોથવાવાથી તેને કેવા મોટા લાભો થનાર હતા તેનો તે અવારનવાર ખ્યાલ કરવા લાગો.

અરે! જો ફકટ મોનીકા વચમાં ન હતે?

માત્ર તેણીનોજ વિચાર તેને દિવસો પછી દિવસો સુધી ચુપ રાખતો હતો. લેડી નેટા સાથ પ્યાર કરવાની અને તેણીની મંજુરીયાત મેળવવાની તેને ઘણી ટકો એ વિચારે જતી મેલી હતી.

તે તેણીને ચાહાતો તો નહીંજ હતો—એક લેશ માત્ર પણ નહી! તેણી મોનીકા જેટલી ખુબસુરત તો નજ હતી, મગર કાંઈ પણ સરાહગાત વગર તે દેખાવલી, મજાહના સ્વભાવની એક છોકરી હતી. વળી તેણીને

તે ગમતો હતો એ તો ખુલ્લું તેણીના આવભાવ ને બોલવા ચાલવાની ધપછપ ઉપરથી જોઈ ને જાણી લઈ શકાતું હતું. મગર તે સર્વ છતાં મોનીકાની મનમોહન મુરત જે તેની મનની આંખ આગળ આવી અવાર-નવાર ખડી રહેતી હતી તેની આગળ તે કુચ્છ બીસાદમાં તેના ધ્યાનથી ન હતું.

તે ડાર્ક બ્લુ આંખવાળી અને રાતા સોનેરી બાલોવાળી મનમોહક મધુરી મોનીકાને તે કેમ જતી મુકે?

અને તો બી નેટા પોતાના ભરથારને બીજી રીતે નેહાલ કરી નાંખનાર હતી. તેણી સાથ વરવું એ ભારી લાગવગ, અખુટ દોલત અને પોતાના દિલના દરેક લોભને તૃપ્ત કરવા બરાબર હતું. તે મોનીકાને સાચો રહેવા ચાહતો હતો. તેમ તેને રહેવુંજ જોઇએ એમ તે અલબતાં ખરાં દિલથી માનતો હતો. પણ તેણી સાથ જોડાતાં પોતાના લાભોને તો અલબતાં તેને છેલ્લી સલામ કરી દેવાની હતી. પોતાની રાજદવારી કારકીર્દીની ઝળકતી આશાઓને છેવટની સલામ ભરી તેણી સાથ કેડે દુર દરાઝ જઈ રહી ઘણુંજ થાય તો વચલે વાંધેની સોસાયટીમાં અવતાં મારવામાંજ પોતાનો જન્મારો પુરો કરવાનું હતું.

તે પોતાના મનને મનાવતો હતો કે તે મોનીકાને બેવફા નિવડવા ચાહાતો નહી હતો, પણ તેજ વેળાએ બીજા હાથ ઉપર તે નેટા અને તેની સાથ આવનારા જબરદસ્ત લાભોને તે જતા કરવા નહી માંગતો હતો.

જો તે લૉર્ડ લીન્લેની સારી શીખ માની નેટાના હાથની માંગણી કરી તે પોતાનું ભવીષ્ય સંભાળે, તો પછી પેલા પોતે કરેલા ગુન્હાનો તેને સાફ ઇન્કાર જો મોનીકા સાંમી થાય તો કરવો જોઇએ. તેણી તમામ જુઠીજ છે એમજ જાહેર થવા દેવું જોઇએ. તેણી એક જુઠીજ નહી પણ સાથ સાથ એક ચોર બી છે એમ મનાવાજ દેવું જોઇએ. જ્યારે તેણે એકલાએજ એ માત્ર તો જાણવા ને તે માટે જલવાનું હતું કે તેણે તેનામાં વિશવાશ મુકતી અને તેની ઉપરથી મરી ફીટટી એક ખરી વફાદાર ને પાકજાદ અબળાની જીંદગીનો નાશ કરી નાખ્યો હતો.

તેથી, તે જો કે નેટા સાથ ચાલુ સમાગમમાં હતો છતાં તેના હાથની માંગણી કરતાં ખાંચી ખાઇ જતો હતો. તે થોડાક બોલો બોલી દઈ પોતાને, તે મનશે ધારતો હતો તેમ, એક બુજદીલ હિચકારો કહેવાડતાં અચકતો હતો.

તેઓ ક્રીસમસ ગુજારવા લીન ગયાં, કે જ્યાં પણ હીઝ લોર્ડશીપની મોટી મીલકત હતી. અહીં મોટી મોટી પાર્ટીઓ અને બૉલોના મેલાવડાથી લોર્ડ લીન્સેએ તે તેહેવારના દિવસો બધા ગજાવી મેલ્યા, અને ત્યાંજ બેનેટ ગીઅરસનને જીવ ઉપર જોરાવરી કરી, મોનીકાનો વિચાર અંતે પડતોજ મેલી, નેટાના હાથની માંગણી ઉતાવળે કરીજ લેવાની ગોયા સીતમભરી ફરજજ થઇ પડી.

ડાન્સના એક મેલાવડામાં એ બધું થયું. એ બૉલની અંદર લૉર્ડ લીન્સેનો એક ચોકકસ પહરેણો સર હેરી નોર્થબ્રોક નેટા ઉપર ખુબ ઘરાં-પરાં કરવા લાગો. અને બેનેટે ઇર્ષાથી કોયલો થઇ જતાં જીગરે જોયું કે નેટા પણ તેની સાથ હલી જઇ છુટથી ફ્લર્ટ કરવા લાગી. તે જરા એવા મુડમાંજ એ દિને હતી, અને એક ખુનામાં ઉભો રહી એકાગ્રહ ચિન્તે જ્યારે બેનેટ ગીઅરસનને પોતા તરફ જોતાં તે અબળાએ પોતાની ચગોર ચશમે જોયો ત્યારે તેણીએ પોતાને હાથ આ એક બેનેટને સીસામાં ઉતારવાની ઠીક ટક હાથ આવેલી ધારી જરા જાસ્તીજ છુટથી તે સર હેરી નોર્થબ્રોક સાથ ઘરાંપરાં કર્યાં. અને તે મધુરીની તે ન્હાનકડી લુચ્ચાઇએ તેણીની વકકી મુજબનીજ અસર બેનેટ ઉપર નિપજાવી. તેણે કાંઇક ગભરાટ વચ્ચેજ જોયું કે આય કોઈ ચંદનચાઈ તેના હાથમાંથી શીકાર છટકાવી જતો હતો. તે દિલથી સજ્જડ બીહીધો, અને તેને ખ્યાલ થઇ આવ્યો કે નેટાને ખોહવામાં બીજું શું શું તે ગુમાવી દેતો હતો. બધુંજ તે ખોહી બેસનાર હતો. દુન્યાજ ગોયા રદ માની લેનાર હતો. તેને હવે એકાએક મજબુત વિચાર આવ્યો કે નેટાને પરણવાનો તો તેને મનશે કસદજ કર્યો હતો; કેમકે તેણી જે જંગી લાભો તેને માટે લાવનાર હતી તે કેમે કરી ને જતાં કરી શકે એમ તો નજ હતું.

તે, તે વિચારથી, ચમકી સાવધ થયો, અને તુરત નેટા આગળ ગયો.

“બીજા ડાન્સ માટે તમે મને પ્રોમીસ થયાંછ, લેડી નેટા. નહીં વારૂ!” તેણે તેણી ઉપર અત્યારથીજ પોતાનો કાંઈ અખત્યાર હોય એવા બદલાયલા અવાજે પુછ્યું.

નેટાએ તેની તરફ મીઠાસથી હસીને જોયું, અને જવાબમાં પોતાનો હાથ તેના હાથમાં ભેરવ્યો; મગર તેની આંખ સાથ તેણીની ચશમો મલતાં કંઈ એવી તો અજબ અસર તેણી ઉપર થવા લાગી કે તેણીએ દિલથી જરા ધ્રુજી પોતાની નજર નિચી નમાવી દીધી.

તેઓ એકાદ બે ટર્ન તે ડાન્સની ફર્યાં, પછી બેનેટ તેણીને બાજુમાં ખેંચી ગયો.

"હું તને કંઈ અગત્યનું કહેવા માંગુછ," તેને ધીમાં અવાજે કહયું.

"અગત્યનું—ઘણુંજ અગત્યનું?" તેણીએ હસીને પ્રશ્ન કર્યો:

"હા."

"ડાન્સ પુરો થયા પછી કહે તો બી ન ચાલે તેવું?" તેણીએ રમુજથી પાછું પુછયું.

"હા, નેટા, તેવુંજ," બેનેટે ભાર નાંખીને કહયું, "આપણે કયાં જઇએ. અંહી તો ગડબડ પુષ્કળ છે ને કોઈ સાંભળશે બી."

"આય આગલા હૉલમાં એક ઘણીજ મજાહની એકાંત જગા એક ખુણામાં છે ત્યાં આપણે જઇએ, પણ જો ત્યાં કોઈ ગોઠવાઈ ચુકેલું હશે તો પછી આપણે બાગમાં ઉતરીશુ."

પણ તેઓ નશીબદાર હતાં. હૉલમાંનુ તે એકાંત ખુણું ખાલીજ હતું.

"ચાલ કહે હવે તાહરે શું કહેવુંછ?" ત્યાં મુકેલા એક ન્હાના સુંદર સોફા ઉપર ગોઠવાઇ નેટાએ કહયું, "એ તું એટલો બધો સીરીઆંઉસ કેમ બની રહયોછ?"

"નેટા, નહીં એમ પુછ કે હું એટલો બધો ગંભીર નહીં કાંય બનું?" બેનેટે કહયું.

"એટલે? હું નહી સમજી કે તું કહેવા શું માંગેછ?"

"હા તુ કયાંથી સમજે. માહરા જેવા એકની મુજવણ સમજવા જેટલી દરકાર તાહરે કરવીજ શું કાંમ જોઇએ?"

"બેનેટ. તું આય મને ઇન્સલ્ટ જેવું કરેછ. શું તું એમ કહેવા માંગેચ કે તાહરી તરફ—"

"નહી, નહી નેટા એવું કાંઈજ નહીં. બધો વાંક માહરાં અભાગ્યાં કીસમતનો છે. હું જે છેઉ તે નહીં હતે તો આજે મને આટલી ફીકર ન હતે?"

"પણ હું તને એમ પુછું કે તાહરે ફીકર શાંની કરવી જોઇએ? તુંને દુ:ખજ શું છે?"

"ઘણું છે?" એનેટે જવાબ કર્યો.

"શાંનું?"

"મોહોબતનું?"

નેટા તે સમજી હસી.

"તું હસેછ. મગર માહરા દિલમાં તો ઉઠલપાઠલ થાયછ!" એનેટે રૂસણાથી કહયું.

"કારણ?" નેટાએ ગંભીર બની સવાલ કર્યો

"કારણ એજ કે માહરી મોહોબત ફતેહમંદ નિવડે એમ દીસતું નથી. શું માહરે માટે એ ઓછું સંતાપજનક છે?"

"પણ તાહરી મોહોબત નિશફળ જવાનો સબબ?" નેટાએ કાલજીથી પુછયું.

"સબબ તો એજ કે તે આલા દરજ્જાની છે. હું એક અદના છું, મુફલીસ છું, બીજાંની મેહેરબાનીથી ઉપરતો છું, ને તું-નેટા-તું એક ધનાઢ્ય અમીરની બેટી છે, એટલે તાહરી મુકાબલે હું ટકી શકું એમ નથી. સર હેરી નોર્થબ્રોક—"

પણ નેટાએ તેને જાસ્તી બોલવા દીધો નહી. એક ધીમી ચીસ સાથ તેણી તેને વળગી પડી.

"ઓ! એમ ના બોલો, એનેટ ડીયર, હું તનેજ ચાહુંછ. ઘણાંજ વ્હાલથી ચાહુંછ; અરે હુંજ આજ સુધી મનથી સખ્ત મુન્જાઉંછ કે તું બોલતો કાંય નહીં હશે?"

શું જવાબ કરવો તે એનેટને સુઝયું નહી. તેણે, તેથી, તેણીને ચુમી લઈ વાત કાઢી. મગર મોનીકાને ખરાં દિલના જે જોશથી તેને કીસી કરી હતી તેથી અર્ધું પણ જોશ તેમાં સમાયલું નહી હતું; પણ તેને હૈયે એટલી તો નેહ બેશક હતી કે તે હવે તેની હતી. તે માલદાર વારસ તેને માટે નક્કી હતી; તેનું ભવિશ સચવાયું હતું.

"આપણે જાહેર કરીએ કે હાલમાં તો એ ખુશ બનાવની મૉજ આપણે એખલાંજ ચાખ્યે?" એનેટે નેટાએ તેનો હાથ કબુલ કરવાથી તે શું એક ખુશી થઈ ગયો હોય એવું મનાવવા ખુશહાલીના થોડાક શબ્દો બબડી, તેણીને ફરી એક વાર કીસી લઈ કહયું.

"આપણે બધાંને કહીશુંજ." નેટાએ ખુશહાલીથી પ્રફુલ્લીત જીગરે જણાવ્યું, "મને તે ઘણું ગમશે."

અને તે પ્રમાણે તેઓના અદ્દરાવાની ખબર જાહેર થઈ; ને એનેટ ગીઅરસનનો સોસાયટીમાંનો દરજ્જો બેશક તેથી ઘણો જીયાદા તુરતા-તુરતજ વધી ગયો.

## પ્રકરણ ૯.

અને મોનીકા?

ગરીબ બાપડી તે બાળા તે બધો વખત બંદીખાનામાં સબડતી હતી. બીજાના ગુનાહની તાજેશ ગોયા તે ભરતી હતી. બે વરસની જેલની હીણી શીક્ષાના પુરા થવાના દિવસની રાહા તે સીકે ઓળવાયલા જીવે જોતી હતી. તે વફાદાર, અને એનેટ ઉપર આંધલા પ્યારથી કુરબાંન થતી તે રૂપસુંદરી જેલના તે મોટા સીતમ વચ્ચે એટલો સધ્યારો મનશે લઈ ખુશી થતી હતી કે ભવીશમાં પોતાના પ્રાણપ્રિય એનેટ સાથ તે ઘણાં સુખી દિવસો ગુજારનાર હતી! તેણી હાલમાં જે દુ:ખ ખમતી હતી તેનો યોગ્ય બદલો તેણીને મળનાર હતો.

જેલના સતાવાલાઓ તરફથી કાંઈ તેણી સાથ ઘાતકી રીતે વર્તવામાં આવતું ન હતું; મગર તે ત્યાં હતી એ બુરી નામોશી તે રાંક, ગર્વી, ને ઉંચી મનોવૃતીની છોકરી માટે ઘણી મોટી હતી. જો તેણીને મનશે એટલી નેહ ન હતે કે તેણી નીરદોષ હતી, અને તે બધું એનેટને ઘાંકવાના એકલા નેક ઈરાદા ખાતર ખમતી હતી તો જરૂર તે અભાગણી તે જેલમાંજ હસ્તીમાંથી નીસ્તીમાં મળી જતે.

તેણીની તબ્યેત બગડી હતી; અને છુટા થવાના દિવસની ટગરે તે અર્ધઘેલી જેવી બની રહી હતી.

એનેટ તરફથી શરૂઆતમાં એક પત્ર તેણીને મલ્યું હતું જેમાં તેણે લખ્યું હતું કે તેણીના છુટકારાના દિવસની તે આતુરતાથી રાહ જોય છે. અને તે જરૂર તે વખતે હેતથી તેણીને આલીંગન કરવા ત્યાં હાજર રહેશે,

"હું બહાર ખોટી થતો ઉભોજ હોવશ," તેણે લખ્યું હતું, "તું કયે ટાઈમે છુટશે તેની ખબર અગાઉથી કાઢી રાખી હું ત્યાં હાજર રહેવશ."

તે પત્રમાં અલબતાં તેઓ વચ્ચેના ભેદને લગતું જરા બી લખાયલું ન હતું, અને અલબતાં તેવાં કાંઈની આશા મોનીકા રાખતી બી ન હતી. તેણી જાણુતી હતી કે જેલના સતાવાલાઓ દરેક કાગળો વાંચ્યા પછીજ કેદીઓને પુગાડવાની સંભાળ લય છે, એટલે તેવું કાંઈ લખવામાં બેનેટ માટે જોખમ ભરેલું હતું. એટલુંજ બસ મોનીકા માટે સધ્યારા વાસ્તે પુરતું હતું કે બેનેટ તેણીના છુટકારાની આતુરતાથી રાહ જોતો હતો, અને તેણીને લેવા જેલના દરવાજા વેર આવનાર હતો.

તે તેણીને વફાદાર રહેશેજ એમ વગર શકે તેણી ધારતી હતી. પોતે જે પ્રૌઢ પ્યારથી તેને ચાહતી હતી, પોતાને તેને વાસ્તે જેવી જોરાવર લાગણીઓ હતી તેવોજ પ્યાર અને લાગણી તે તેણી માટે રાખતો હતો એવીજ ભ્રાંતીમાં તે બાપડી હતી. બેશક, તે એમ વમાસ્તી હતી, અને તેમ કરવામાં તેણી તમામ વાજબીજ હતી કેમ જે, જે મોટો ભોગ તેણીએ તે જવાંન માટે આપ્યો હતો તેના બદલામાં જીંદગી સુધી જો તે તેને વ્હાલથી વળગી રહી તેણીના ગુલામ જેવો પણ થઈ રહે તો તેમાં કંઈ ઘણું નહી હતું.

તે બાપડી પોતાના જેલના એકાંત વસવાતમાં કલાકો વેર તેનાજ ખ્યાલમાં મહાલતી બેસતી હતી. તે ફાવતો હશે—દુન્યામાં નામના ધીમે ધીમે કરતો હશે, કેમકે તે વધશેજ એવી તો તેણીની મકકમ ખાત્રી હતી. કદાચ તેણીના છુટવાનો ટાઈમ થશે તે વખતે તો તે ઘણો આગલ વધેલો હશે, ઈત્યાદી ખુશખ્યાલોમાં તે પોતાનું જીરપંજર દિલ બેહેલાવતી હતી. તેઓ કેવાં સુખી થશે? બેનેટ તેણી ઉપર તેણીએ જે તેને માટે કર્યું હતું તેના અવેજમાં વ્હાલથી મરી ફીટશે, અને તેને દુન્યામાં ફતેહ મેળવતાં જોઈ તેણીના હૈયાં કેવાં હરખાઈ જશે? કોઇ કદાચ તેણીને એમ પણ ખ્યાલ આવી જતો કે તે જેલમાં જઈ આવી હોવાથી બેનેટ તેણીને પોતાની મોહોરદાર કરતાં શરમાશે, મગર તે દારૂન વિચાર તે તુરતા તુરત હસીજ કાધતી. બેનેટ એમ કરીજ કેમ શકે? શું તે પોતેજ તે ગુનાહનો ખરો જવાબદાર નહીં હતો?

એવી રીતે મોનીકા ભવીશના સુખની આશામાં ને સ્વપનામાં બંદીખાંનામાં જીવતી હતી. છુટકારાની ઘડીની તે ભારે જીજ્ઞાસાથી રાહ જોઇ

રહી હતી કે જે ઘડી તેણીના પવિત્ર પ્યારને પ્રબળ કરી તેણીના દુઃખનો બદલો વાળી આપનાર હતી. અફસોસ! તે બિચારી ભોલીને કાંહાં ખ્યાલ હતો કે લેડી પોમરેટની બ્રેસ્લેટ ચોરતી વખતે જે મોટી લાલચે બેનેટને ઘેર્યો હતો તેથી ઘણી જબરદસ્ત મોટી લાલચના દઇટને વશ તે હાલ પડેલો હતો. અરે! તેણીને કયાં ખ્યાલ હતો કે પૈસા ને નામનાની શયતાન્યત લાલચ હાલ તેના (બેનેટ) ઉપર ગોયા જફાજ વરસાવી તેણી તરફના પાક પ્યારને પણ ડામાડોલ બનાવી રહી હતી; અને જેને તે પવિત્ર પ્યારના ખરા અને મોટા જોશથી ચાહતો હતો તેને તરછોડી દેવાનો વિચાર પણ તેણે કરવા માંડયો હતો તેણીને કયાં એમ વમાસણ જતું હતું કે લૉડ લાન્સે ખરી વાતથી તમામ બેખબર તેના બેનેટને તેણીની વિરૂધ જવા મજબુતાઇથી સમજાવી રહયો હતો; અને નેટાનો દેખાવલો મુખડો, અને તેના થાંને વધારે આકરશણ ધરાવનારી તેણી સાથ આવનારી મોટી રીત બેનેટના મગજ ઉપર તેણીના પાક પ્યારના કરતાં પણ વિશેસ મજબુત છાપ મારી ચુકી હતી.

તેથી, પ્યારથી પ્રફુલ્લીત થતા હૃદયે અને ભવિશના સુખની આશાથી છલકાઇ જતાં જીગરે મોનીકા સ્ટીન એક સહવારે પોતાની બે વરસની ટેપ પુરી કરી છુટી.

બહારની ચોખી હવાનો પેહેલો દમ ભરતાં તેણીનું જુવાંન જીગર ખુશહાલીથી ગોયા તેણીના ગલાંમાંજ આવી ખુદું.

તેણીએ વકકી રાખી હતી કે બારણાની અડોઅડજ બેનેટ તેણીના નિકળવાનીજ ટગર કરતો ખુશહાલ ચેહેર ખોટી થતો હશે. મગર એ નાશીપાશી, તેવું કાંઇજ ન હતું! તે જેલનો મોટો દરવાજો તેણી ઉપર પાછો બધ થઇ જવા પછી તેણીએ આજુબાજુ નજર કરી. કદાચ બેનેટ થોડે દુરથી ખોટો થતો ઉભો હશે? તે જરા એવા વિચારથી આગલ ચાલી મગર ત્યાં એક બુઢ્ઢી બાઇ સિવાય કોઇ ન હતું.

તે બાઇ તેણી જેવી બાપડી કમબખ્ત જેઓ જેલમાંથી છુટતી હતી તેઓને રાહત દેવાનાં પરગજુ કામ માટે તે તરફ ભમતી હતી. જેલમાંથી છુટતા કેદીઓને તે પોતાને ત્યાં લઇ જતી હતી; માયાથી તેઓની બરદાસ્ત કરતી હતી અને તેઓને સારે રસ્તે મેલવા માટે બની શકતો દરેક યત્ન કરતી. તે એક ખરેખરી દયાની બેહેન હતી.

કએદખાનામાંથી છુટતા કેદીઓની હાલત કેવી કંગાલ હોય છે તે

સર્વ કોઇને રોશન છે. અને તે હિણી નામોશી પછી નોકરી ચાકરી કરી કાંઇ પેટપુરતું રલી ખાવાના દરેક પ્રમાણીક સાંધણો તેઓ માટે ખોલ્લાં ન હોવાથી તેઓ કેવાં કુકર્મો ને જાલેમ અપરાધોના જવાબદાર પાછા બને છે તેના સંખ્યાબંધ દાખલાઓ આપણા તરફ તો પુરતા જાહેર છે. આપણી દયાળુ બ્રીટીશ સરકારની મેહેરબાંનીથી આપણાં શહેરમાં એક ઘણી વગવાલી કમીટી હસ્તક ચાલતી એક સોસાયટી આજ કેટલુંક થયું હસ્તી ધરાવતી થઇ છે કે જેનું કામ જેલમાંથી બહાર આવતા કમનશીબ કેદીઓને કામ ધંધે લગાડવાનું અને તેઓ પાછા બદીમાં ન ગબડે તેની તકેદારી રાખવાનું છે. એ એક ઘણાં પુંણનું તેમજ સતુત્ય કામ છે, અને જાહેરપ્રજા તરફથી તેને મોટો ટેકો મળવો સજાવાર છે.

મગર આપણે આપણી મુળ બાબદથી બહુ વેગલા ગયા.

મોનીકા સ્ટીન એનેટને જોવાની ઉમીદમાં બહાર આવી મગર તે ત્યાં ન હતો.

કદાચ તેને આવતાં મોડું થશે, ટ્રેન લેટ થઇ હશે કે તે ચુકી ગયો હશે, એમ વમાસતી તે એક બાજુમાં આંખમાં પાણી સાથ ઉભી,

પેલી વૃધ્ધ બાઇ તે જોઇ તેની નજદીક ગઇ, અને ઘણાંજ માયાળુ અવાજે પુછયું, "તાહરૂં કેડે જવાનું નકકી છે, માહરી દીકરી?"

મોનીકાએ પોતાની આંખમાં ભરાઇ આવેલાં આંસુ ખંખેરી નાખ્યાં.

"હું એક મિત્રને માટે ખોટી છું," તેણીએ જવાબ દીધો.

"હું એ સહમજી ઘણી ખુશી છું," તે બુઢી દયાની બેહેને કહયું, અને પછી જરા દુર જઇ બીજા કોઇ તેવાજ કમનશીબના છુટવાની રાહ જોતી ઉભી.

વખત વહયો ગયો, અને હવે જરા જરા મોનીકાના દિલમાં ધાસ્તીએ ઘર કરવા માંડયું "તે કાંય નહી આવ્યો હશે?" તેણીએ દુઃખથી ચીરાઇ જતા છાતીએ વમાસ્યું; તેટલાં એક ન્હાનો છોકરો તેણી તરફ હાથમાં એક કાગળ સાથ તેણીનું નામ જાણવા માંગતો આવ્યો.

"તમેજ મીસ મોનીકા સ્ટીન છેવ, મીસ?" તેણે પુછયું.

"હા. એજ માહરૂં નામ છે." મોનીકાએ આતુરતાથી કહયું.

"આય કાગળ તમને પોંહોંચાડવાનું મને ફરમાન મળેલું છે," તે ચેકુસે કહયું.

"લાવ જોઉં," મોનીકાએ ધ્રુજતે હાથે તે લીધું, અને તુરત ખોલ્યું. તે પત્ર તેણીના હાથમાં મુકી પેલો ચેકુસ ત્યાંથી ખસ્કી ગયો.

"**મ્હારી વ્હાલી મોનીકા**—હું આશા રાખુંછ કે તું માહરી પર ગુસ્સે ન થશે યા માહરે માટે બુરૂં ન માનશે. જો હું તને પાછી જોવાની ને મળવાની મનછા ન રાખું તો. તેમ માહરાથી થઈ શકે એમ નથી કેમકે તેથી માહરૂં ભવીશ બગડશે. આ સાથ બિડેલી એક નજીવી રકમની બૅન્ક નોટ માહરી તરફની એક અદના યાદ તરીકે જરૂર સ્વિકારજે. હું આશા રાખુછ કે તું કોઈ સારે ઠેકાણે નોકરી રહી જશે, ને મને યા માહરા સાથ શેહાદી કરવાના ખ્યાલને તાહરા મનમાંથી દુર કરશે.—**બી૦ જી૦.**"

અંદર પચાસ પાંઉડની એક નોટ બિડેલી હતી. સત્યાનાશીની ખબરનું તે કાગળ વાંચતાં મોનીકાને તમ્મર આવી ગયા, અને તે જરૂર બેસુધ્ધ થઈ જમીન ઉપર ઝીંખાઈ ગઇ હતે જો તેજ કટોકટ ઘડીએ પેલી ઘરડી પરોપકારી બાઇએ આવીને તેને પકડી લીધી ન હતે તો!

"ગરીબ છોકરી, તેં કંઈ ઘણાં ખરાબ સમાચાર સમજેલા લાગેછ? ફીકર ના કર, ચાલ માહરી સાથ આવ. હું તાહરા ભલાંમાં ભાગ લેવશ, તાહરી ફ્રેન્ડ થવશ" તે ભલી બાઇએ બેહદ માયાથી સમજાવ્યું.

મોનીકાએ આંખો ખોલી તે બોલનાર ગમ જોયું, પછી તેના હાથોમાંથી છુટી થઇ જરા દુર જઈ ઉભી.

"મને જવા દેવ" તેણી ગુંગલાતે દમે બોલી, "ઓ! હું જાણુંછ કે તમે માહરી તરફ માયા દેખાડવા માંગોછ, મગર માહરે જવુંજ જોઇએ, એ નાપાકને શોધવો જોઇએ. એ હિચકારાને—"

"સબર કર, દીકરી! ઉશકેરા ના, શાંત થા. તુંને એક માયાળુ મિત્રની મદદની ખરી જરૂર છે, તો હું જરૂર તે થવશ."

"ઓ નહી, મને જવાજ દેવ!" તે ઘણીજ ઉશકેરાઈ બોલી.

"તો લે આ માહરો કાર્ડ, તુંને મદદની જરૂર પડે તો બેલાશક આવજે?" તે બાઇએ કહયું. મોનીકાએ ઉપકારની એક ચશમ ફેંકી તે કાર્ડ તેના હાથમાંથી લીધો અને પછી અર્ધઘેલીની ઝનુની અદાએ ત્યાંથી સપાટામાં દોડી.



# પ્રકરણ ૧૦.

"સોલમી જુન!" એનેટ ગીઆરસને કરાજીથી કહયું.

"હા, ડાર્લીંગ, સોલમી જુન આપણા લગન માટેનો દીવસ ડેડવ-વોછ. ઘણો મજાંહનો એ દહાડો છે, નહી?" નેટાએ કહયું.

"મને કંઈ એટલો ગમતો નથી," એનેટ ઉંચે મોંઢે કહયું.

"પણ તેનો કંઇ સબબ હશેની?" નેટાએ પુછયું.

"કાંઈજ નહી, ડીયર," એનેટે ખાત્રી આપી. જ્યારે અમને જણાવવું જોઈએ કે તે ખાત્રી તમામ ખોટી હતી. સોલમી જુનના દિવસની પસંદગીની સાંમે થવા માટે એનેટને ખાસ કારણ હતું. અને તે એ કે એ દિને મોનીકા સ્ટીન જેલમાંથી છુટનાર હતી.

"ત્યારે પછી વાંધો શાંનો કરેછ?" નેટાએ હઠ લીધી, અને અંતે તેજ દિવસ તેઓની શાઝવારી માટે નકકી થયો.

નેટાની ભારે ખુશહાલી વચ્ચે તે એક ઘણોજ ખુશનુમાં દિવસ ઉગ્યો. આકાશ સ્વચ્છ હતું, રૂતુ ઘણી મજાંહની હતી, અને તેથી લગનની ધામધુમમાં કાંઈ બી ખલલ પડે એમ ન હતું.

તે લગન બી બડી ધામધુમનાજ હતાં. ઇંગ્લાંડના એક મોટા વજીરની બેટીના લગ્ન એટલે તેના રૂઆબ ને દબદબામાં મનાઈજ શી હોય? મોટાં મોટેરાંઓનો એક જબરો જમેલો મળનાર હતો. ઈંગ્લાંડના દરેક નામાંકીત ઉમરાવો, અને શેઠ સાહુકારો; પ્રદેશના એલચીઓ, અને બાદશાહી ઘર ખટલાના માણસો પણ ત્યાં હાજર થવાની વકકી હતી.

નેટા પોતાના લગનનો ભપકાદાર સાજ સજવામાં નિચે પોતાની સહીઓ સાથ રોકાઇ હતી. તે બધો ડ્રેસ લેટેસ્ટ સ્ટાઇલનો અને ઘણો કીંમતી હતો. લંડનના સર્વથી ફેશનેબલ અને જંગી મિલીનરી ખાતાંમાં તે ખાસ તજુમલથી બનાવવામાં આવ્યો હતો.

વરરાજા તે વખતે કાંઇ જુદીજ ગરબરમાં ઉંચે દમે મશગુલ હતા. તેવણે બડી મહેનતે એક ચીઠી જીગર પથ્થર કરીને મોનીકા સ્ટીનને નામની લખી કાઢી હતી, અને તે કોઇ ખેપ્યા પાસ મોકલાવી આપવા તેવણ કોઇ

જાણે નહી તેમ ચોરી છુપીથી ઘરની બહાર નીકલ્યા અને એક માણુસને તે ચીઠી આપી આવવા અર્ધી ગીની બક્ષેશ કરી દોડાવ્યો.

તે શેહાદીની ધમકથી બધું દેવળ દીપી રહયું હતું; અને સર્વ કોઇ કહેતું સંભળાતું હતું કે તે સીઝનના તે સહુથી દમામદાર તેમજ યાદગાર લગન હતાં; અને ત્યાં જે બનાવ બની રહયો તેને એ માનવું ખરૂં પાડી આપ્યું.

લગન ક્રીયા પુરી થઈ. તે સુખી જોડું હાથમાં હાથ મેળવી દેવળમાંથી બધા ભેગાં મળેલાંઓના રૂડા આશીરવાદ વચ્ચે બહાર નિકળવા ગયું. મગર તેઓ તે દેવળના મોટા દરવાજાની બહાર હજી તો કદમ હેરવે તેટલાં ત્યાં ભેગી મળેલી ઠઠમાં ધકકા મુકકી કરતું કોઇ અંદર જોરમાં ઘસી આવ્યું. તેને જોતાંજ એનેટ ફીકકોફ્ક્ય પડી ગયો.

"દગારા!—બદમાશ! હિચકારા!" પોતાની ચશમોમાંથી ગુસ્સાના આતશનોજ ગોયા વરસાદ વરસાવતાં તેણીએ તે તુરતનાં એક થયલાં જોડાં સામે આવી ગગડાત કર્યો. "આવીજ રીતે તું તાહરૂં વચન રાખેછ કે? અને તેં મને આજે પૈસાની લાલચ આપવાની હિંમત કીધી," અને એમ બોલી તેણીએ પોતાના હાથમાંની બૅન્ક નોટના ટુકડે ટુકડા કરી એનેટ ઉપર ફેંકયાં, જે તેના દિલ ઉપરથી ઉડી ધાસ્તીથી ધડકી ગયલી નેટા ઉપર પડયા.

"હા. હું એનો કીનો લેવશ," મોનીકા પોતાના હાથોની મુઠી વાળી બોલી. તેણીનો જુસ્સો દર ક્ષણે વધ્યો જતો હતો, "તેં મને જે જે દુઃખ ખમાવ્યુંછ તે બધાનો ઇન્તેકામ લેવશ. અને તમે—," નેટા તરફ નજર કરી તેણી બોલી, "ને તમે શું આય હિચકારા સાથ પરણી સુખી થવા માંગોછ કે? એવી કંઇ આશા રાખોછ કે? એ એક જુઠા જીગરનો હિચકારો છે. અરે એ એક ચોર છે—હું કહું છું કે ચોર છે? એણે મને કાલાવાલા—"

પણ અહીં લોર્ડ લીન્સે વચ્ચે આવ્યો, અને તેણીને બાજુમાંથી પકડી ધંધોલી કાધી ચુપ કરી.

"મુંગા રહો! એકદમ મુંગા રહો! તમે કેમ અહીં ગડબડ કરવાની હિંમત કરોછ?" તેણે ધીમેથી તેણીને ધમકાવી.

"હું ગડબડ કરૂંછ—અરે અહીં શું દરેક ઠેકાણે કરશ." મોનીકાએ ઝનુનથી દાંતો પીસી કહયું, "જ્યાં સુધી આય બુરજીગર બદમાશ ઉપર હું વેર

લેવાશે ત્યાં સુધી. એને મને પરણવાનું વચન આપ્યું હતુ, જો હું—

"હું બધું જાણું છે. તમે મુંગા રહો નહીંકર હું તમને અત્રે ધાંધલ કરવા માટે પોલીસને હવાલે કરશ," લૉર્ડ લીન્લેએ કહ્યું. પોતાની બેટીના લગ્નમાં આવી રીતે ખલલ આવવાથી તે ઘણો ખીજવાયો હતો.

"તમે કંઇ જાણતાંજ નથી. જો તમે જાણતા હોવ તો એમ બોલોજ નહી!" મોનીકાએ ઘેલા આદમીની મુઆફક બાંગ મારી, "સમજો તમે અહીં સર્વે હાજર રહેલાંઓ," તેણીએ આજુબાજુ ઉભેલાં લોકને સમજાવ્યું, "આય માણુસે મને પરણવાને વચન આપ્યું હતું. મેં એની પર વિશવાશ મુકયો હતો, અને મને પોતાને એક ચોર મનાવા—"

"ખામોશ?" એનેટે એક જંગલી જનાવરની માફક બરાડ મારી. તે આ પેહેલીજ વાર બોલ્યો, અને તેનું તે બોલવું ધાસ્તીથી હડબડી ગયલા શખ્સના જેવુંજ હતું.

"આંય દીવાની—"

"નહીં, હું દીવાની નથી," મોનીકાએ એનેટને બોલતો બંધ કર્યો, "હું-હું—"

"એને કોઈ નહીં ખીસાડશો?" એનેટે આજુબાજુ જોઇને કહ્યું. તેનું દરેક અવ્યય ધ્રુજી રહ્યું હતું, તેનું હૃદય જાણે ભારે ધાસ્તીને મારે ઉડી જતું હોય એવું જોરમાં ધડકી રહ્યું હતું.

લોર્ડ લીન્લેએ હવે પાછું વચમાં પડી સખ્તાઇથી મોનીકાને પકડી બાજુ કરી.

"ચાલ એનેટ, તું નેટાને ગાડીમાં બેસાડી હંકરાવી જા," તેવણે કહ્યું, "એ જો નથી જતી, તો પોલીસને સોંપશું."

એનેટ તુરત નેટા સાથ ઝડપમાં ગાડી તરફ ગયો, અને નેટાને અંદર ચઢાવી દઇ પોતે ઝડપમાં પાછલ ચઢી બેઠો.

મોનીકા હયરત થઈ. તેણીએ એનેટને અટકાવવા ફાંફાં મારી જોયાં પણ તેણીને મજબુત જકડીને પકડી રાખવામાં આવી હતી.

તે ગાડી તે જોડાંને લઇ તુરત ત્યાંથી હંકરાઈ ગઇ.

"નેટા, ડાર્લીંગ આય ઘેલી છોકરીએ તને જે કહ્યું તે તો તું માનતી તો નથીની? એ સર્વ સત્યથી વેગલું છે." તેણે ધ્રુજતા સાદે નેટાને સમજાવ્યું.

હવે તો જુઠું બોલ્યા સિવાય બીજો કોઈ છુટક તેને માટે રહયો ન હતો. હવે તો ગમે તે ભોગે બી તેણે જે જોખમે નેટાને હાથ ઝીધી હતી તેને સંભાલવાની હતી. તે બી બીચકી જાય એ તેને માટે હાલ તો ઘણુંજ કઢંગુ હતું.

"તાહરા પપા એ બધી વાત જાણેછ," તેણે સમજાવવું જારી રાખ્યું. "તુને માહરામાં વિશવાસ તો છેની?"

"ઘણોજ, બેનેટ?" નેટાએ પ્યારથી કહયું, "તાહરી વિરૂધનું હું કંઇ બી કદી માનવાનીજ નથી. પણ હું ઇચ્છુંછ કે આપણા લગનનેજ દહાડે એ ન બનવા પામ્યું હતે. એ ઘણુંજ ભયંકર હતું. બેશક ભયંકર" તેણી એટલું બોલતા ધ્રુજી પડી. બેનેટે તેણીને પોતાની ગોદમાં ખેંચી ઝીસી લીધી.

તે પોતે તો દિલથી ઓછો ધ્રુજી રહયો ન હતો છતાં જીવ ઉપર જોરાવરી કરી તે હીંમત ધરતો હતો. ગમે તે કરીને તો પહરોણાઓ સામે તેને હસ્તું મોઢું રાખી ફરવુંજ જોઇએ. તેથી, તે ત્યાર પછી તે બધો વખત દાંતો પીસીને મકકમ રહયો. લોર્ડ લીન્સેએ તેઓના લગનની ખુશહાલીમાં રીસેપશનનો મેલાવડો કર્યો હતો ત્યાં તે જોડુ ત્યાર પછી ગયું, અને બીજી કશી પણ નડ વિના સઘલું સમાધાન પાર ઉતર્યું.

ત્યાર પછી તે સુખી જોડું હનીમુન કરવા તેજ રાતે પેરીસ ઉપડી ગયું, કે જ્યાંથી સ્વીટઝરલાંડ અને ઇટલીની સફરે તેઓ જનાર હતાં!

અને મોનીકા સ્ટીન? ઘરબાર વિનાની, હડધુત અને પશેમાન થયલી તે ગરીબ બાપડી બાળા તે મોટાં દેવળના પત્થરના પગથીંઆંઓ ઉપરજ ત્યાર કેડે મિનીટો વેર દુઃખથી ફાટી જતાં જીગરે બેસી રહી કે જ્યાંથી તેને પોતાના બેવફા આશકને બીજી સાથ શેહાદીના ગાંઠથી જોડાતો તેણીએ નજરે દીઠો હતો.

# પ્રકરણ ૧૧.

"માશીજી, ત્યારે શું તમારી એવીજ મરજી છે કે બસ માહરે આવવુંજ ?" યુસ્ટેસ નૉરલૅંડે પોતાના બુજોર્ગ માશી તરફ જોઈ પુછ્યું.

"હા, યુસ્ટેસ, તાહરે આવવુંજ પડશે," મીસ કલીવરે કહયું, "તું અહીં ઘેરેછ બી શું ? મજાંહનુ ફરવાનું મળશે. હું કયા તને કહુંછ કે માહરી સાથ ત્યાં બધે બધ તું ફર્યા કરજે. તાહરે જોઇએ ત્યાં ફરજે હરજેની ?"

"તે તો હવે સમજ્યા માશીજી, પણ છેક અમેરીકા વેર હું બી સાથે વગર કારણે ધકેલા ખાતો આઉં.—"

"વળી ધકેલા ખાતો શાંનું ? એ બધું એક દિવસે તો તાહરૂંજ થવાનું છે, એટલે બધું નજરે જોઈ જાણી લીધેલું ઠીકજ કેની !" તે કડકાબાલુસ બેરીસ્ટર જવાંનના ચીચોડાવાળાં માશીજીએ સમજાવ્યું.

"ચાલો ત્યારે, એમ જો તમે ઇચ્છોછ તો એમા મને ના નથી," યુસ્ટેસે નાંખતી કીધી. તેને જોઇ લીધું કે માશીજી સાથ ઝાઝી તનપાંચ કરવામાં લાભ નહીં હતો. એટલે તે ગુપચુપ ડહાપણ વાપરી હા ભણી ગયો.

મીસ કલીવર–તે ઘરડી કુંવારી ચીકાસવાલી માશીનો એ યુસ્ટેસ નોરલેન્ડ ઉપર ઘણો પ્યાર હતો. તે તેની એક બેહેનનો એકપુરો છોકરો હતો, કે જે બેહેન પોતાના માય બાપની મરજી ઉપરાંત એક ગરીબ પણ આબરૂદાર ખાનદાનમાં પરણવાથી કુટુંબી વારસા હીસ્સામાંથી બિચારી રખડી ગઈ હતી. અને પાછળથી માબાપથી ઉપરવારાં થઇ એવી રીતે મરજી મુઆફેક પરણી જનારા જવાંનો જેમ હરદમ પશતાતા ને તોબાહ કરતાં આવ્યાં છે તેમ તે અભાગણીએ કીધી હતી. તેનો એ વર થતો તે બાપડીએ આશા બાંધી હતી તેથી તમામ ઉલટોજ નિવડયો હતો. બદચાલનો, છાકટો, જુગારી ઇત્યાદી દુરગુણોથી ભરેલો, અને તે બાપડી ઉપર વારંવાર હાથ ઉગામવા જેવો એક હયવાન પણ તે થયો હતો- પણ સારે નશીબે તે ઝાઝુ જીવ્યો નહીં. પોતાની ખોટી ચાલને લીધે એક વાર પિઠાંમાં પોતાના જેવાજ એક બીજા રદબાતલ સાથ તકરાર થતાં તેની એક કકરઘસ મુકકીથી તે દેંહ નબલો હોવાથી પોતાનો પ્યારો પ્રાણ તતકાળ ગુમાવી બેઠો હતો. યુસ્ટેસ નોરલેંડ તે વેલાએ બે વરસનુ એક કમસમજ

બચ્ચું હતું. પોતાના એબદામના પતિના મરણ પછી તેણીએ પાછા વરવાનો વિચાર ન્પડતો મેલી પોતાનો બધો પ્યાર પોતાના બચ્ચાંમાં ભરી મુકેયો હતો. પણ તેણી પોતે પણ તે પછી વધુ જીવવા પામી નહીં. યુસ્ટેસ સાત વરસનો હતો ત્યારે તે મરણ પામી. ત્યાર બાદ યુસ્ટેસનો હવાલો તેની કુંવારી માશી તવંગર મીસ કલીવરે લીધો. તેણીએજ તેને શીખવ્યો, કેળવ્યો, અને એક બેરીસ્ટર બનાવ્યો.

મગર યુસ્ટેસ નોરલેંડનું કાંઈ એક બેરીસ્ટર તરીકે ઠીક ગાડું ગબડયું નહીં. અને તેની તે જવાંનને ભલ ફીકર હતી. હાલ તો ખુદા રાખે માશી ભરચકર પૉકેટ ખર્ચ તેને દર માસે આપતાં હતાં, અને ભવીશનો તો તેને દરજ ન હતો. માશીજીની મોટી માલમીલકતો ને સબ્બર રોકડોનો તે એકલોજ વારસ હતો.

"પણ માશી ડીયર, હું એમ પુછું કે તમે તો કોઈ કંપેન્યનનેબી તમારી સાથે લેવાના છેવની?"" તેણે જરા વાર રહી બાંહાણું શોધ્યું.

"હા. આજે તે મને મળવા આવવાની છે. તેનો આવવાનો નકકી કરેલ વખતજ થવા આવ્યોછ, કદાચ આવતીજ હશે. પણ તેનું તને શું, યુસ્ટેસ?" મીસ કલીવરે સવાલ કર્યો.

"તેને જો તમે રાખો ને સાથે લેવ તો પછી માહરા આવવાની શું જરૂર છે?" યુસ્ટેસે કહયું.

"અમારી સાથ રસ્તામાં કોઈ માટીડો મનીખ તો જોઇએ?" માશીજી મુવાંએ હથ મુકી નહી, "ને હું તને એમ પુછું કે તું અહીં કરવાનો શું છે? બ્રીફસો તો બધી તને જે જોઇએ તે ઢગનાઢગ મલેછ!

"ચાલો હવે માંડી વાલો," યુસ્ટેસે માશીને પાછાં જીંજર બનતાં જોઈ શયતાન ડાબો ફીધો.

અત્રે એક નોકરે આવી કોઈ મીસ સ્ટીનના આવવાની ખબર આપી.

"એજ પેલી કંપેનીયન તરીકે રહેવા આવવાની છે તે." મીસ કલીવરે યુસ્ટેસને કહયું, અને પછી નોકર તરફ જોઇને વધાર્યું, "જા, એવણુને અંદર મોકલ."

થોડાજ વારમાં મીસ મોનીકા સ્ટીન તે રૂમ અંદર દાખલ થઈ. યુસ્ટેસ નોરલેંડ તેની ભભુકદાર બ્યુટીથી અંજાઈ ગયો. તે મરજી ઉપરાંત

માનથી પોતાની બેઠકમાંથી ઉઠી ઉભો થયો. શું આયજ પરીપયકર નાજ-નીન પોતાની માશીની કંપેનીયન તરીકે રહેવા આવી હશે? ટેક અને તોરમાં એક લેડી જેવા રૂઆબની અને કેળવણી પામેલી તે ચેહેરેનમુન સુંદરીને નિહાલતાંની સાથ યુસ્ટેસ નોરલેંડ છકક થઈ ગયો.

"મીસ સ્ટીન, હું ધારૂંછ," મીસ કલીવરે પુછ્યું. "યુસ્ટેસ, મીસ સ્ટીનને બેસવા એક ખુરશી આપ."

યુસ્ટેસે તુરત આગળ જઈ એક ખુરશી ગોઠવી આપી. "બેસો" તેણે કહયું. એક મીઠા 'થેન્કસ' સાથ તેણીએ હસીને બેઠક લીધી.

"મને, તમે જાણોછ, મુસાફરી માટે એક કંપેન્યન જોઇએછ," મીસ કલીવરે શરૂ કર્યું "હું અમેરીકા જવા ઇચ્છુંછ, ને ત્યાં થોડા મહીના કદાચ મને રહેવું બી પડે. તમે સમજ્યાં?"

"હા જી. ઘણી સારી રીતે. મને મુસાફરી કરવા ઘણું ગમશે." મોનીકાએ ખુલ્લા મધુર સાદે પ્રતીઉતર કર્યો.

"એ સમજી હું ઘણી ખુશી છું. પણ હા જો, તમે છેલ્લાં કયાં નોકરીએ હતાં? કંઈ 'રેફ્રનસીસ' તમારી પાસ છેની?" મીસ કલીવરે પુછપરછ કરી.

"વૅસ્ટ કેનસીંગટનમાં રહેતાં મીસીસ હેમન્ડને ત્યાં છેલ્લા બાર માસ થયાં સરવીસે હતી. તેવણ ગયાં માસમાંજ કમનશીબે એક જીવલેણ રોગના ભોગ થઈ બહેસ્તનશીન થયાંછ. તેવણ તરફની એક સારી સરટીફીકેટ માહરી પાસે છે," મોનીકાએ એમ કહેતાં પોતાના ગાઉનના ખીસામાંથી એક પરબીડું કાઢી મીસ કલીવરના હાથમાં મુકયું. તેણીનો સાદ છેલ્લો ખુલાશો કરતાં જરા ધ્રુજતો થયો હતો; અને યુસ્ટેસ નોરલેંડ કે જે એકાગ્રહ ચિત્તે તેણીને માર્ક કરતો હતો તેણે તે પકડયો.

"માહરા પપા એક પાદરી હતા, અને હું બચપણમાંજ મા વગરની કમભાગ્યે બનવાથી મને પાદરીઓની છોકરીઓ માટેની ખાસ શાળામાં ઉછારવામાં આવી હતી." મોનીકાએ પોતાની ઓળખ આપવી જારી રાખી; "એ નિશાળના મીસ્ત્રેસ માહરે માટે તમને ખાત્રી જો તમને જરૂર પડશે તો, આપી શકશે."

તેણીનું જીગર ફીકરથી જલતું હતું. રખે લેડી પોમરેટને ત્યાંની તેની નોકરી માટે તેને કંઈ ખુલાસો ફરજયાત આપવોજ પડે એવો સંભવ

ઉભો થાય તે માટે તે બીહીતી હતી. અગર જો તેણીની પેહેલી નોકરી માટે તેને પુછવામાં આવે તો તેણીની બધી એબો બાહાર આવે, અને બધીજ બાઇઓ કાંઈ મીસીસ હેમન્ડ જેવી ઉદાર વૃતીની ન નિકલે કે જેને તે જેલમાં જઇ આવી હતી એમ જાણ્યા છતાં પણ પોતાને ત્યાં તેણીને નોકરીએ રાખી હતી.

પણ સારે નસીબે કંઇ વધુ ચુનો ચેરા મીસ કલીવરે કીધીજ નહી, કેમકે મોનીકા તેવણને જોતાં સાથજ ઘણી ગમી ગઇ હતી. અને તેણીને રાખીજ લેવાને તુરત તેવણે મનશે ઠરાવ કર્યો હતો.

"મને તમે ગમોછ," મીસ કલીવરે એકાએક કહયું. "અને તમે માહરૂં કામ કરી શકશો એમ હું ખાત્રી રાખુંછ. તમે કયારથી આવી શકશો?"

"તમે કહેશો ત્યારથી," મોનીકાએ જવાબ કર્યો. તેણીએ છુટકારાનો એક નિશ્વાસ ખેંચ્યો, જે યુસ્ટેસે તે તેણીને ધારી ધારીને જોતો હોવાથી આબાદ જોયો.

"કદાચ," તે તેથી શકીલો બનેલો વચમાં બોલ્યો, "તમે જે સ્કુલમાં ઉછર્યાછ તેનું નામ ને નિશાંન આપશો, કે ધારા મુજબ ખબર કઢાય?"

એક ક્ષણ મોનીકાનું લોહી ઠંડુ મારી ગયું. તેણી ફીકકી મારી ગઈ.

"નામ ને નિશાંન? બેશકીતજ, લેવની," તેણીએ બીજીજ પળે પોતા ઉપર કાબુ મેળવી હસ્તે ચેહેરે તેની સામે હિંમતથી જોતાં કહયું, અને લખાવ્યું.

અંતે એ નકકી થયું કે બીજેજ દિવસે મોનીકાએ ત્યાં આવી રેહેવું, અને અમેરીકા જવાની તયારી કરવી, કેમકે એકાદ પખવાડીયાંમાં તો તેઓને ઉપડી જવાનું હતું.

યુસ્ટેસ નોરલેન્ડને એ અરસામાં પેલી સ્કુલમાં મોનીકા સ્ટીન માટે ખબર કાઢવા જવાને પુરતો ટાઇમ મલ્યો. તે ગયો ત્યારે ત્યાંની મીસ્ટ્રેસ બહાર ગયલી હતી, પણ તેણીના હાથ નિચેની એક બીજી શીક્ષકે મોની-કાને તુંરત યાદ કરી.

"મોનીકા સ્ટીન! હા. એ ઘણી મજાંહની છોકરી હતી. કાંઇ નોકરી રહેવા અંહીંથી ગયલી. મીસ એનસન તમને તેણી વીશે દરેક ખબર આપી શકશે. જરા થોભો!"

"નહીં. તે માટે કાંઈજ અગત્ય નથી," નોરક્રોસે મનમાં મોનીકા ઉપર શક લઈ જવા માટે શરમીંદો થતાં જણાવ્યું; અને તે એટલું બી પુછતાં તેની ધમાલમાં ભુલી ગયો કે તેણી કયારે સ્કુલ છોડી ગઇ હતી. અગર જો એટલું પુછવાની તેને શુધ્ધી રહી હતે તો પછી મોનીકાની પેહેલી નોકરી અને ત્યાર પછીનો વખત તેણી કયાં હતી, તે ભેદ જાણી શકતે. મગર મોનીકાના બુલંદ નશીબે તેવું કંઇ પુછવાનું તેને સુઝયુંજ નહીં.

મોનીકા બીજે દિવસે નિમયા મુજબ પોતાની નવી નોકરીએ આવી હર પડી; અને ત્યાર પછીના બીજા વિકમાં તો તેઓ અમેરીકા જવા ઉપડયાં.

તેણીને દર્યાઈ મુસાફરી સદી. મીસ કલીવરે તો તે આખી મુસાફરી કૅબીનમાજ પોતાને બિછાંને પડીને કાઢી; અને, તેથી, યુસ્ટેસ સાથ મોનીકાને તે મુસાફરી દરમ્યાંન જાસ્તી સમાગમમાં આવવાની ટક મળી. તેઓ દિન ઉગ્યે જાસ્તી દોસ્તી પાડતાં ગયાં.

તેણીએ ત્યારેજ જાણ્યું કે તે મીસ કલીવરની એક મરનાર માજાયનો બેટો થતો હતો; અને તેણીએ તેને પોતાનો પાલક અને વારસ બનાવ્યો હતો. મીસ કલીવર ઘણાંજ ગમ્બર હતાં,

તેણીએ તે પછી પોતાની જીંદગીને લગતો પણ ખુલાશો વત્તા વિસ્તારથી કર્યો હતો. પોતાની સ્કુલની જીંદગીનો. અને ત્યાર પછી મીસીસ હેમન્ડ સાથના વસવાતનું બ્યાંન તેની આગળ તેણીએ કહયું હતું મગર પેલાં બે જુલમગાર વરસો માટે તે તમામ ચુપજ રહી હતી. અને યુસ્ટેસ પણ પોતાનો આગલો શક વિસરી ગયો હતો.

એમ દિવસો સ્ટીમર ઉપર ગબડી ગયા, અને અંતે ન્યુયોર્કના જગપ્રસિધ્ધ બારાંને મોખડે આવેલું પેલું છુટાપણાનું જબરદસ્ત પુટલું તેઓની લાંબી મુસાફરી પુરી થવા આવેલી હોવાનું જાહેર કરતું નજરે આવ્યું.

---

## પ્રકરણ ૧૨.

---

મોનીકા પોતાની નોકરી પર નવી જુન્ની થઇ ગઇ. બે ઉપર મહીના અમેરીકામાં ગબડી ગયા. બધું ઠીકઠાક ચાલતું હતું. મીસ કલીવર એક

માયાળુ શેઠાણી માલમ પડી હતી. મોનીકા ઉપર તેનું દિલ હતું, અને યુસ્ટેસ નૉરલેંડ પણ તેણી સાથ સારી રીતે વર્તતો હતો. તે એક સખ્ત સ્વભાવનો ને સહેજસાહજ તુમાખી પુરવાર થયો હતો. મગર તે બીજી દરેક પાંતીએ પ્રમાણીક અને સુધો ગ્રહસ્થ હતો.

મીસ કલીવરનું ન્યુયોર્ક મધેનું કામ ધીમે ધીમે મનમાનતું સફળ થતું જતું હતું. યુસ્ટેસ અમેરીકાના અંદરના ભાગમાં અવારનવાર ફરવા નિકળી પડતો હતો. તે દશ પંદર દહાડે એકાદ જાણવાજોગ ગામ કે શેહેરની ઉડતી મુલાકાત લઈ પોતાના માશીજીની તકેદારી રાખવા પાછો ફરતો હતો.

તે હમણાં પણ એમજ ગયો હતો; અને આજે પાછો ફરશે એવી વક્કી હતી. સહવારનાજ તે આવશે એવો તાર આવ્યો હતો; અને તેના આગમણની રાહ જોતી મોનીકા મીસ કલીવરના હુકમ મુજબ ખોટી થતી હતી. મીસ કલીવર પોતાના એક ઓળખીતાંને ત્યાં પીકનીકે ગયાં હતાં; એટલે યુસ્ટેસ આવે ત્યારે તેની ખાતરદારી કરવાનું મોનીકાને સોંપી ગયાં હતાં.

તે આવનાર હતો તેથી મોનીકા દીલગીર બેશક નજ હતી. મીસ કલીવર સાથ આખા આટલા ડિવસો પસાર કરતાં તેણીને ભારી લાગતું હતું, અને વળી યુસ્ટેસ નોરલેંડ તેણીને ગમતો હતો.

બારણું ખુલ્યું, અને યુસ્ટેસનો સિધો, કદાવર દમામદાર આકાર અંદર આવ્યો.

"તમારીજ અમે રાહ જોતાં'તાં, મીસ્તર નોરલેંડ," તેણી ઉઠી ઉભી થઈ તેની ગમ જતાં બોલી, "મીસ કલીવરને ફરજયાત એક પાર્ટીમાં તેવણ અગાઉથી બંધાઈ ચુકેલાં હોવાથી જવુંજ પડયુંછ, તેવણ તે માટે દીલગીર છે, તમારો તાર એટલો અસુરો મળ્યો કે તે પછી એ એનગેજમેંટ ખોટું કરવાનું તેવણને ફાવી શકયું નહીં."

"હું ખુશી છેઉં કે તમે એકલાંજ છેવ," ઘણાંજ ઠંડા અવાજે યુસ્ટેસ નોરલેંડે ઓરડામાં દાખલ થઇ, તે રૂમમાં મુકેલી સગડી તરફ કદમ લંબાવતાં કહયું. તેણીએ શેકહેન્ડ માટે લાંબો કરેલો હાથ પણ જાણે તેને જોયોજ નહીં હોય તેમ ઉડાવ્યો. "મારે તમને કાંઇ કહેવાનું છે."

તેના અવાજમાં સમાયલી ગંભીરતાએ મોનીકાને ચમકાવી મેલી. તેણી

એક દગલુ ચુપચુપ પાછળ હઠી ઉભી; અને તેને શું કહેવાનું હતું તે જાણવા તેની તરફ જોવા પડી.

"મીસ સ્ટીન," તેણે ગંભીરાઇથી કહ્યું, "તમે માહરાં માશીની નોકરીમાં આવવાંમાં વાજબી પગલું ભર્યું છે?"

"એટલે?"

"હું એમ પુછવા માંગુંછ કે તમે તમારી પાછલી કારકીર્દી છુપાવી કાંય?" યુસ્ટેસ નોરલેંડે કડવાસથી કહ્યું.

"તમારી મતલબ હું નહી પામી!"

"નહીં, હું ધારૂંછ કે તમે બરાબર હું શું કહેવા માંગુછ તે સમજોછ," યુસ્ટેસે કરડા અવાજે કહ્યુ, "મીસીસ હેમન્ડને ત્યાંની તમારી પેહેલીજ સરવીસ ન હતી. તેની અગાઉનાં બે વરસ તમે કાંહાં કાઢયાં'તાં?"

મોનીકાએ હીંમતથી પોતાનું માથું ઉંચકી યુસ્ટેસ સામું જોયું.

"તમે માહરે માટે નિંદા સમજી આવ્યાછ," તેણીએ ઠપકારૂપી કહ્યું.

"તમે જેલમાં જઈ આવ્યાંછ એ વાત ખરી કે?"

"હા," મક્કમ અવાજે તે જવાબ દેતાં મોનીકાને કાંઈક ઝહેમત ખેંચવી પડી

યુસ્ટેસ નોરલેંડનો ચેહેરો તે સમજી ગુસ્સાથી ડાર્ક બન્યો.

"ત્યારે તમે અમને છેત્ર્યાંછ."

"નહીં, બીલકુલ નહીં," મોનીકા મક્કમ અવાજે બોલી, "માહરી છેલ્લી નોકરીની સારી સર્ટીફીકેટ મેં તમો લોક આગળ રજુ કરી હતી, તેમજ માહરે માટે વધારે ખબર કાઢવા માટે તમે લોક છુટતાં હતાં. મેં કાંઇ તે બાબદ તમને મના કરી ન હતી. પણ મી૦ નોરલેંડ તમે તો મને પુછતાં પણ નથી કે—" તે બોલતાં અટકી ગઈ. તેણીની સુંદર ચશમો તે બધી આગલી ગમખાર યાદોથી આસુંઓથી ભરાઈ આવી હતી.

"હું તમને કાંઇજ પુછવા માંગતો નથી," તેણે ગુસ્સામાં કહયું "મને તેમ પુછવાનો કાંઈ સબબ બી નથી. તમારૂં કાંઈ જાણવા હું ચાહતો નથી. હું ફકત એટલુંજ જણાઉંછ કે તમે માહરાં માશીની નોકરી એકદમ છોડી જશો."

"ઓ, નહી, એમ ના કહો," મોનીકાએ કાકલુદીથી કહયુ.

"તુરત," તેણે કડવાસથી ઉમેર્યું. "તમે મીસ કલીવરને નોટીસ આપી દેવ. તમારે ગમે તે બ્હાહોણું આગળ કરજો. હું તમને રૂશવા કરીશ નહી એમ વચન આપુંછ. પણ તમારે જવું તો પડશેજ. જો તમને પૈસા જોઇતા હોય તો—"

તેણીએ તે માંગણી પોતાના હાથના ઇશારાથી ના કબુલ કરી.

"તમે ગેરઇન્સાફી ને ઘાટકી બનોછ," મોનીકા બોલી, "હું નહી ધારતી'તી કે તમે એમ એટલા સખ્ત થશો."

તે રૂમ તેણી એટલું બોલી દચકાં ખાતી છોડી ગઇ અને પછીથી યુસ્ટેસ નોરલેંડ તેણીની નજરે આવ્યો નહી, કેમકે તે જેવો આવ્યો હતો તેવોજ પાછો એકાએક મુસાફરીએ નિકળી ગયો હતો. એક મહીના પછી તે પાછો ફરશે એમ પોતાના માશીને જણાવી ગયો હતો, અને બેશક, મોનીકા એમ વમાસવામાં કેવળ વાજબીજ હતી કે તે જયારે પાછો ફરશે ત્યારે તેણીને ત્યાં તે નહીંજ જોવા પામશે એમ તે આશા રાખતો હોવોજ જોઇએ.

"પણ હું નહીં જવશ!" તેણી મનશે વમાસી," અરે! એ કેટલો અવિચારી ને ઘાતકી બન્યોછ? માહરૂં નિર્દોષપણું એની આગળ સાબીત કરવાનો એને મને ચાન્સ બી નહીંજ આપ્યો? પણ એને તે સમજવુંજ પડશે. એ પાછો ફરશે ત્યાં વેર હું અહીંજ થોભશ. અહીંથી નિકલી જઇને હું જાઉં તે બી કાંહાં?"

* * * *

મોનીકાએ પ્રથમમાં તે સમાચાર ખરા તરીકે સ્વિકારવા સાફ ના પાડી.

"હું તમને ખાત્રી આપુંછ, મીસ સ્ટીન," તે ગ્રહસ્થે સમજાવ્યું, "આખી ટ્રેન ભાંગીને ચુરેચુરો થઇ ગઇછ અને તેમાં મી૦ યુસ્ટેસ નોરલેંડ પણ હતા એ વિશે તો કશોજ શક નથી. એવણનો કાર્ડ, પૉકેટ અને હેન્ડ બૅગ એ બધું અંદરના કાટમાંથી મલ્યુંછ. એક જીંદગી બી એ ભયભીત અકસમાતમાંથી બચી નથી, એટલે મી૦ નોરલેંડ પણ માર્યાજ ગયા હશે."

"અરે, એ ઘણુંજ ભયંકર છે?" મોનીકા રડમશ બની બોલી.

"બેશક? અકસમાત ઘણોજ ભારી થયોછ. સેંહકડો કાજગરા જીવો માર્યા ગયાછ. મીસ સ્ટીન, મીસ કલીવરના આ મોટા દુખમાં માહરી

સંપુર્ણ દીલશોઝી છે એમ એવણ આગળ કહેજો." તે ગ્રહસ્થે જવા ઉઠતાં રજા માંગી.

"જરૂર કહીશ. અને એ ખબર અત્રે પોંહોંચાડવા આવવાની તમે લીધેલી તકલીફ માટે હું તમારો મોટો આભાર માંનું છ," મોનીકાએ કહયું, અને તે ગ્રહસ્થને વિદાય કરી તે સનાનના સમાચાર મીસ કલીવર, કે જેવણ છેલ્લા ચાર દિવસ થયાં બિમારજ હતાં તેવણને પોંહોંચાડવા ગઈ.

યુસ્ટેસ નોરસેંડના ઓચીંતા મરણની ખબર તેના માશી ઘરડાં મીસ કલીવર ઉપર એક ગજબજ પુરવાર થઈ. મોનીકા સ્ટીન પોતે કાંઈ થોડી દીલગીર નહીં થઈ જો કે તે ખબરે તો તેણીને ખાત્રી ભર્યો સંધ્યારો આપ્યો હતો કે તે પોતાની નોકરીમાં તેથી પાછી સલામત બની હતી.

---

## પ્રકરણ ૧૩.

કુદરત પણ બાઝે વેળા ઘણીજ વિચિત્ર રીતે વર્તે છે. અને યુસ્ટેસ નોરસેંડના બાબમાં તો તે પોતાની વિચિત્રતાની પણ હદ ગોયા કુદાવીજ ગઈ.

મોનીકા સ્ટીનની જીંદગીનો ભરમ કોઈક તરફોથી જાણ્યા બાદ તે તેણીને પોતાની માશી મીસ કલીવરની નોકરી એકદમ છોડી જવાની સલ્લાહ આપી, એક દુરની મુસાફરીએ ખાખસુસ નિકળી ગયો. તે મોનીકા સ્ટીનના પ્યારમાં હતાં. તે રૂપસુંદર છોકરીને જોતાંજ તેના દિલમાં તેણી માટે કાંઈ અજબ પ્રેરણા થઈ હતી; અને ઇંગ્લાંડથી અમેરીકા વેરની સ્ટીમર ઉપરની લંબાણ મુસાફરીએ તે પ્રેરણાને મોહોબતનું રૂપ આપ્યું હતું. તે થોડાજ વખતમાં મોનીકાના હાથની માગણી કરી પોતે દુન્યાનો સ્વર્ગ સુખી ઇસમ બનવાની ગણત્રી કરતો હતો, અને તે હવે જલદીજ પરણનાર હતો એમ તેણે પોતાની એક બીજી માશી ઉપર કે'દહાડનું લખ્યું હતું. તે માશી લેડી હેઝલવુડ એક ઉમરાવની ધણીઆણી થતી હતી; અને તેઓને ત્યા કાંઇ પણ ફરજંદ ન હોવાથી તેઓનો વારસ પણ અતે ને આખરે તો યુસ્ટેસ નોરસેંડજ હતો.

હવે તકદીર પોતાની વિચિત્રતા કેમ દેખાડે છે તે જુઓ! જે દહાડે

યુસ્ટેસ નોરલેંડ ન ધાર્યો ને ન આશા રાખેલો રેલ્વેના ત્રાસદાયક એકસીડન્ટનો કમનશીબ ભોગ થઈ પડયો તેજ દાહાડે ઈંગલાંડમાં તેનો માશો લૉર્ડ હેઝલઉડ પણ ન વકકી રાખેલો એક અકસમાતને કારણે માર્યો ગયો, તે પોતાના મિત્રો સાથે શીકારે ગયો હતો કે જ્યાં પોતાના તેઝી રખશ ઉપરથી ઉખલાઇ પડી તે તતકાળ મુવો.

એ મરણના ખેદયુકત સમાચાર તાર મારફતે યુસ્ટેસ નોરલેંડ ઉપર અમેરીકા રવાના કરવામાં આવ્યા. જે દિવસે તે તાર ન્યુયોર્કમાં મીસ કલીવરને મલ્યો, તેજ દિવસે લેડી હેઝલઉડે અગાઉનુ લખેલું એક કાગળ પણ યુસ્ટેસને શરનામેતું મીસ કલીવરને મલ્યું.

મીસ કલીવર, યુસ્ટેસના મરણની ખબરથી ઘણો શૉક ખાઇ ગયાં હતાં. તેવણ બિછાણેજ હતાં તેટલાં લેડી હેઝલઉડનું કાગળ આવ્યું.

"એ માહરી બેહેનનું કાગળ છે," મીસ કલીવરે ઉપરના અક્ષર પિછાણી મોનીકાને કહયું; "યુસ્ટેસ ઉપર લખેલું છે. ગરીબ બિચારી એ એના મૃત્યનાં સમાચાર સહમજી જરૂર ફાટી જશે. એ એની પર ઘણોજ પ્યાર રાખતી'તી," મીસ કલીવરે આંખમાં આંસુ લાવી કહયું. અને પછી તે પત્ર ખોલ્યું.

"યુસ્ટેસ જલદી પરણવાનો ઉતો!" મીસ કલીવર તે પત્ર વાંચતાં અચરતીથી બબડયાં, "એ તો મેં આજેજ જાણ્યું. એ હરવાયો કાંઇ માહરી આગળ તો એ મતલબનું બોલેલોજ નહીં, ને એની એ બીજી માશી થતી ઉપર તો કેહું એને લખેલું બી. ગરીબ માહરો બેટો। બધી ભર આશા ઉમીદમાંજ ખલાસ થઇ ગીયો. અરે! એ ખબર જાણતાં લેડી હેઝલઉડ કેવી ફાટી જશે. તે તો ઉકમાઇથી હેત પ્રિતથી લખેછ કે તું પરણનાર છે તે જાણી હું નેહાયત ખુશી છું; ને તાહરા માશાને સમજાવીને મેં નવું વિલ બી કરાવ્યુંછ; કે જેથી એવણના ખેતાબ ને તેની આવક ઉપરાંતની અમારી ખાનગી દોલતમાંથી જો તું (યુસ્ટેસ) ખુદા ન કરેને મરણ પામે તો તાહરી બૈરીને અર્ધી દોલત મળે; તે ઉપરાંત હેઝલઉડમાં આવેલો મોટો મેહેલ પણ તેણીનેજ હવાલે જાય," મીસ કલીવર રડી પડયાં, "માહરા યુસ્ટેસે કેવી ઉમીદો બાંધી હશે, ને તે પુરી કીધા વગર મરતાં તેને કેવું લાગું હશે? ગરીબ તે, પરણ્યા વગરજ ગુજર્યો, મોનીકા, મને પકડ મને કાંઈ થાયછ," તેવણ પુકાર્યાં, અને તકીયા ઉપર ઢળી પડયાં. મોનીકા તુરત તેવણની નજદીક દોડી.

"શું છે, મીસ કલીવર?" તેણીએ પુછયું. પણ જવાબ કાંઈ ન મળતો જોઈ તુરત ચંગ વગાડી માણસોને તેડયાં

ડાકટરને બુલાવી લાવવામાં આવ્યો; અને તેની ચાંપતી કોશીશો પછી કેટલે વારે તેવણ હુશયાર થયાં. પણ તે બહુજ થોડા વખતને માટે હતું. અજલનો ઘંટ તેવણ માટે વાગી ચુકો હતો. તે પછીથી કલાકેકને સુમારે લૉર્ડ હેઝલઉડના મરણનો, અને ચુરટેસને એકદમ ઇંગ્લાંડ ઉપડી આવી પોતાનો ખેતાબ અને તેને લગતી તમામ માલ મીલકત સંભાળી લેવાનો તાર આવ્યો.

તે સમાચારે મીસ કલીવરને હડબડાવીને આખર કરી મેલ્યાં.

"ઓ! માહરો દીકરો લૉર્ડ હેઝલઉડ થયો, ને-ને-" બસ તેવણની જબાંન ખેંચાઈ ગઈ. તે ગમનાક ખબર તેવણ માટે મોહોત થઇને આવી. તે કમબખ્ત ટેલીગ્રામ હાથમાંજ પકડી રાખી, તેવણે પોતાનો પ્યારો પ્રાણ તે કૃપાળુ કીરતારને હવાલે કીધો!

## પ્રકરણ ૧૪.

મોનીકા એકલી પડી ગઈ. અમેરીકાના દુરદરાઝ વતનમાં તે પાછી નોકરી વગરની અને નિરાધાર થઈ પડી. મીસ કલીવરના ઓચીંત સ્વર્ગ-વાસથી તેણીને ઘણું લાગ્યું. તે તાલેવંત ડોસી તેણીની એક ભલી દીલશોઝ શેઠાણી પુરવાર થઇ હતી, તે એમ એકાએક તેને રખડાવી ગઈ એ તેણી માટે ઘણુંજ ખેદયુકત નિવડયું.

લેડી હેઝલઉડ ઉપર મીસ કલીવરના મરણના સમાચાર મોકલી આપ-વામાં આવ્યા; અને ત્યાર પછી પોતે હવે શું કરવું તેના વમાસનમાં મોનીકા સ્ટીન પડી.

તે હમના સુધી તો પેલા દગાબાઝ એનેટ ગીઅરસનને સાવ વિસરી ગઇ હતી. નવી નોકરીની જંજાલમાં, ચુરટેસ નોરલેંડ સાથની મિત્રતાની મોહીનીમાં, અને અમેરીકા તરફની સફરની મૉજમાં તે દગાખોરને તે લગભગ ભુલી પણ ગઈ હતી; અને કદાચ તેણી તમામ ભુલી પણ ગઈજિ

હતે, જો યુસ્ટેસ નોરલેંડ જીવવા પામ્યો હતે, અને પોતાની નિર્દોષતાની સંપુર્ણ ખાત્રી તેણીએ તેની કરી આપી હતે તો. મગર લખ્યા લેખ જુદાજ હતા. તેઓના કીસમતમાં કંઇ જુદુંજ બનવાનું સર્જીત હતું, એટલે પછી તેમ બનીજ કેમ શકે?

મૉનીકા સ્ટીન વાયેજેહાંન એકલી પડતાં તેણીને ખુદરતી બેનેટનો ખ્યાલ આવ્યો; અને તેની દગાબાઝીની અને તેણીએ તેને ખાતર ફોકટની ખમેલી મહા જફાઓની યાદ તેણીને હૈડે પાછી ધાઇ આવી. તેણીએ ગિસ્યાર કડવાસથીજ તે બધું પાછું પોતાને મનશે યાદ કર્યું, અને તે યાદે તેણીને કીનાખોર અને કપટી બનાવી.

"એ પૈસાદાર છે, એ ખ્યાલજ મને ઘેલી બનાવેછ," તે ધીકકારથી વિચારતાં બબડી, "માહરે ભોગે એ તાલેવંત થયોછ. અરે એ બનીજ કેમ શકે કે એ જરદાર ને સુખી, ને હું મોહતાજ મુફલીસ ને હીણપસ્તીથી ભરેલી? હું હવે શું કરૂં? આય સ્થિતિએ હું કદી આવી ન હતે, જો એ પોતાના આપેલાં વચનને વલગી રહયો હતે તો! મગર તે બેવચનીએ પોતાનો કોલ તોડયો; મને ખુબહાર કીધી. હા! હું એનું વેર તો હું એની પર લેવશ—જરૂર લેવશ! મગર કેમ–કેવી રીતે? માહરી આવી ગદા હાલતે હું એની પર કેમ ઇન્તેકામ લઇ શકશ. અરે! હું કેવું ચાહુંછ કે હું પૈસાદાર હોતે યા બનું, કે એને માહરી સાથ કીધેલા જબરદસ્ત દાગાનું પુરેપુરૂં વેર વસુલ કરૂં? હું પૈસાદાર બનું, શું એ નહી બનવાજોગ છે?" તેણી ગૌરમાં પડી, પોતાના હાથની મુકીઓ ટટરાવીને વાળેલી રાખી, પોતાના કપાળ ઉપર ખીજવાતની કરચલીઓ ચઢાવી, ઇર્ષાથી જલી જઈ અંગારા માફક આતશ વરસાવતી ચશમે તે ઘણાં ઉંડા દર્યાફ્તમાં પડી. થોડોક વાર તે પોતાની જગ્યાએ એમ હીલ્યા ચાલ્યા વિના બેઠી, પછી એકાએક ઉઠી મીસ કલીવરની લખવાની મેજ આગળ ગઇ, અને તેમાંનું એક ખાણું ઉંધાડી તેણીએ અંદરથી એક કાગળ બહાર કાઢયું.

તે કાગળ લેડી હેઝલઉડનું હતું કે જે તે ઉમરાવ બાઇએ પોતાના ભાણેજ યુસ્ટેસ નોરલેંડ ઉપર તેણે લખેલાં એક પત્રના જવાબમાં લખ્યું હતું.

મૉનીકા સ્ટીને તે ચીપી ચીપીને વાંચ્યું. બીજી અને ત્રીજી મરતબા બી વાંચ્યું. અને પછી પાછી કાંઇ ઘણાંજ ગંભીર વિચારમાં પડી.

"દેખીતું છે કે લેડી હેઝલઉડ એ પરણનાર છે એમ ખાત્રીથી

ધારેછ," તેણીએ વિચાર્યું, "હું અજબ છેઉ કે યુસ્ટેસના મનમાની છોકરી કોણ હશે? જરૂર તે બિચારી નાશીપાશ થશે? નહી તે કાંય થાય? આવું સરસ પોઝીશન—લેડી હેઝલઉડ અને બિસ્યાર પૈસા. હું ઇચ્છુંછ કે તે માહરૂં હોય, તો હું કેવું પેલા બદકાર બેનેટ ઉપર માહરૂં વેર વાળી શકું? પાછી આય હાલતમાં તો હું નિરાધાર ને નાચાર છું! હું જો લેડી હેઝલઉડ હતે!"

એક પાપી અને ભયંકર ખ્યાલ તેણીના મગજમાં દોડી આવ્યો.

"હું લેડી હેઝલઉડ તરીકે પાસ થાઉ! જાણશે કોણ કે તે હું નથી."

તે વિચારથી પ્રથમમાં તે બીહીવી. પણ પછી ધીરજથી ખ્યાલ કરતાં તેમ કરવામાં તેણીએ પોતાની વિરૂધ જતું બહુજ થોડું જોયું. કોઇ જાણતું તો નહીંજ હતું. મીસ ક્લીવર બી મરી ગયાં હતાં, યુસ્ટેસ પણ માર્યો ગયો હતો; લેડી હેઝલઉડ તે પરણી જનાર હતો એવી વકકી રાખતાં હતાં, તો પછી લેડી હેઝલઉડ તરીકે જો તેણી ફસી જાય તો પકડાઈ જવાના સંજોગો બહુજ થોડા હતા.

"પણ એ લોક માહરી પાસ સર્ટીફીકેટસ માંગશે, ને ખુદા જાણે બીજું શું શું બી પુછશે?" તેણીએ વિચાર્યું, "પણ તે બનશે. પૈસાથી તે હું મેળવી શકશ. હિંમતનીજ ખોટી છે, બાકી રસ્તો સાફ છે. પણ શું હું કરૂં? હું લેડી હેઝલઉડ છેઉં એમ કહી જગને ઠગું? શું એ ખોટું નથી? શું એ ગેરવાજબી નથી, પણ ત્યારે,—ત્યારે બેનેટ શું કરેછ? એક નિચ ચોર આબરૂદારમાં ખપેછ, સોસાયટીમાં ફરેછ; મૉજમજાહ ને હકુમત કરેછ તો તે શું ગેરવાજબી નથી? બસ એ તે એજ? હું લેડી હેઝલઉડ બનુંછ, જો કશાંને ખાતર નહી, તો બુરા બેનેટ ઉપર ઇન્તેકામ લેવાને ખાતર હું એ જોખમ ખેડુંછ. આય એક ચાલી ચલાવીને આવેલી એક નાદર ટક માહરે હાથ છે, તો તેને જતી હું શું કામ કરૂં? મેં અત્યાર વેરમાં ઘણું સોસ્યુંજ, હદ વિનાનું દુઃખ ખમ્યુંછ, ને હવે જ્યારે આય સુખનો સાથ કરવા સારો એક લાગ છે તો તે લઉં. જરરાક હિંમત ને કુનેહનુંજ કામ છે."

મૉનીકા સ્ટીન, એક ભોળી ભાળી નિર્દોષ જવાન છોકરી બોલ-બોલતામાં એક કીનાખોર ઓરત બની ગઇ. અને વાંચનારાં સજ્જનો, તેમાં તેણીનો કસુર શું છે? તેણીના પાક પ્યાર સાથ અઘટીત ચેડાં કાઢનાર બુરા બેનેટને જો તે હવે એક વાર તે તેને જે જોશથી ચાહાતી હતી

તેટલાજ બલકે તેથી જાસ્તી બી જોશથી તેણી તેને ધીકકારતી થાય તો તેમાં નવાઇ શી છે?

એનેટ કાજે તેણીએ શું જેવો તેવો ભોગ આપ્યો હતો, થોડું ખમ્યું હતું? અને તેના બદલામાં જ્યારે તે એવચની જવાંને તેણી તરફ સર્યામ પીથ ફેરવી બેમુરવ્વતપણું દાવ્યું હતું તો તે ખારીલી બને એ તો ખુદરતીજ છે. અને પોતાનું વેર વાળવાનો કાંઇ પણ રસ્તો તેણી પાસે કયાં હતો? તે પૈસાથી માલામાલ બનેલો માલેતુજાર અને તે ગરીબીમાં ઘસડાતી એક રખડતી એટલે પોતાનું વેર તે વાળવા સમર્થજ કેમ થઇ શકે? એકજ રસ્તો તેણી પાસે તેમ કરવા માટે ખુલ્લો હતો, અને તે એજ માત્ર કે તેણીએ ગમે તે સંજોગે એનેટની મુઆફેક તવંગર બનવું, કે જેથી તેની સોસાયટીમાં તેની સરોબરીમાં રહી પોતાનો ઇન્તેકામ લઈ શકે. બાકી ગરીબીમાં અવત્યાં મારી તે તેમ કરવા જાય તો જરૂર એનેટ પોતાના પૈસાના બળે તેણીને કચડી નાંખે. અને ત્યારે હવે એ સંજોગમાં મૉનીકા સ્ટીન બાપડી કાંઈ બીજું શું કરી શકે?

"હું માહરો કીનો લેવશ! એનેટ ગીઅરસન, તેં મને જીંદગીથી બરબાદ કીધીછ તો તને પણ હું જરૂર કરશ. તુંને ખાકમાં મેળવશ નહીં ત્યાં સુધી હું જંપીને બેસનાર નથી," મૉનીકા સ્ટીન મનમાં વેરથી બબડી.

## પ્રકરણ ૧૫.

"હું અંદર આઉં, એનેટ?".

એનેટે તે સાહદ સહમજી પોતાને ઉપજેલી કચવાટની લાગણી જેમ તેમ છુપાવી જવાબ કર્યો, "હા, આવની!"

લેડી નેટા પોતાના ભરથારની સ્ટડીમાં દાખલ થઇ, અને તેની નજદીકમાં આવી વ્હાલથી તેને એક બકી લીધી.

એનેટ જે કાંઇ લખતો બેઠો હતો તેણે પોતાનું લખવાનું છોડી પોતાની ધણીઆણી સાથ વાત કરવા માંડી, તે જાણતો હતો કે નેટા

કાંઇ અગતના કે વગર અગતના ટાહેલાં કરવાજ હંમેશાં તેના સ્ટડી રૂમમાં પધારતી હતી. નેટાએ સંભાળથી પોતાના કીંમતી હાથના મોજાં સેરવી નાખતાં પટપટારો ચાલુજ રાખ્યો.

તે ઘણાં મોંઘાદાટ કપડામાં છેલ્લામાં છેલ્લી ઢપની ફેશન અનુસાર સજ થયલી હતી. ગરદન ઉપર એક ભારી કીમતના ઉંચાંમાના ફરસ નાંખેલાં હતાં, અને ટોપી પણ મુલ્યવાન પીછાંઓથી મઢેલી પેહેડેલી હતી.

લેડી નેટા એક બ્યુટી તો હતીજ નહીં, અને ચુંચી આંખે તેણીની 'સરવે' કરતાં તેણીના ભરથારને તે પણ એમજ લાગતું હતું કે પરણ્યા પછીના અઢી વરસના અરસામાં બી તે એ બાબદમાં તો સુધરી ન હતી.

તેણી વગર શકે એક જુવાન છોકરીમાંથી એક ઉમરે પુગેલી ઓરતના જેવી ફેરવાઇ હતી, તેણીની જુવાંનીની તાજગી અને જોશ ગુમ થયાં હતાં; ને તે ઉપરાંત વળી એનેટને ઘણું લાગતું હતું તે એક તેણીની જીભે જાસ્તી ઝમક ને જોર પરણ્યા પછીથી પકડવા માંડયું હતું.

ખામીમાં ખામી તો નેટામાં માત્ર એજ હતી ને તે એનેટને મનશે તો સર્વથી મોટી ખામી હતી કે તે તેની (એનેટ) ઉપર જાનથી બી જીયાદા મરી ફીટતી હતી. તેણે તેની ઉપર અદગ પ્યારથી વીહલી પડી એક ક્ષણ માત્ર પણ છુટો મુકતી ન હતી. મગર તે બચા તેણીના એવા પ્યારની તેને ભલ પરવાહ હતી. કદાચ જો તેણી તેના ઉપર થોડુંક ઓછું હેત રાખતી હતે તો તે તેણી ઉપર જરા પ્યાર રાખી શકતે; મગર આ તો તેથી તમામ ઉલટુંજ હોવાથી તેણી તેને કંટાળારૂપ અને કચવાટના મુળ જેવી થઇ પડી હતી.

એક વરસ અગાઉ જ્યારે તેઓને એક છોકરીની નવાજેશ થઇ હતી ત્યારે એનેટે સંચ્યારાના દમ સાથ એવી ઉમીદ બાંધી હતી હતી કે હવેથી નેટા પોતાના બચ્ચા ઉપર તકેદારી રાખતી થશે એટલે તેનો જરા છુટકો કરશે પણ તેમ થયું નહીં. તે અબળા તો તેની ઉપર પેહેલાં કરતાં વિશેષ પ્યારથી મરી ફીટવા લાગી.

" કેમ, કાંહાં ફરી આવી, ડીયર ?" એનેટે કાંઈ વાત તો ચલાવીજ જોઇએ એટલે સવાલ મુકયો , "કાંઈ નવી જુની લાવીછ ? "

"હા, ડીયર. તેથીજ, તો હું તાહરી આગળ આવીછ," નેટાએ એનેટની નજદીક એક ખુરશી ઉપર ગોઠવાઇ ચલાવ્યું, "ડાવેજર લેડી

હેઝલવુડ કોન્ટીનન્ટ ઉપરથી પાછાં ફર્યાંછે, લેડી હેઝલવુડ બી સાથે છે. એને હવે પોતાનો શોક કમી કર્યોછે, ને હવેથી તે સોસાયટીમાં ફરતી થશે. એમ હું ધારૂંછું. તું સમજેછે કેની ડીયર હું કોણને વાસ્તે કહુંછ તે. પેલો યુસ્ટેસ નોરલેડ લોર્ડ હેઝલવુડનો ભાણેજ જે અમેરીકામાં ગયાં બે વર્ષની વાત ઉપર પેલા ત્રાસજનક અકસમાતનો ભોગ થઇ પડેલો તે ગરીબ બિચારો."

"હું નહી અટકળી શકતો કે તેને તું ગરીબ બિચારો કાંય કહેછ, તે તો સુખી થયો. માણુસ માત્રને એક દિન મરવાનું તો છેજ."

"ડાર્લીંગ, હું કાંઇ તે વિચારથી નથી કહેતી. મને તો તેની આય મીડી મોહોરદારની દયા આંવેછ. બિચારી પરણીને તુરત એવા થઈ એ શું કાંઈ ઓછું દુઃખભર્યું છે. એનેટ, એમ ધાર કે હમણા હું તને ગુમાવું તો–" નેટા તે ખ્યાલ વટીકથી એટલી તો રડમશ બની ગઇ કે તુરત તે ઉઠી એનેટ આગળ આવી વ્હાલથી તેને વળગી પડી.

"ડીયર, એ શું?" એનેટે કહ્યું.

"મને ઘણું લાગેછ એ બિચારી માટે મને આટલા ખયાલથી આટલું બધું લાગેછ તો એને ખરેખર તે અનુભવતાં કેવું ફીલ થયું હશે," નેટાએ ઘણી ગરમ દિલશોઝીથી કહ્યું.

"મને ઘણું કામ છે, ડીયર," એનેટે તેને ખરતી આપવાની વાત કરી, "જો કાંઇ ખાસ કહેવાનું બીજું નહીં હોય તો—"

"ઘણુંજ છે. હજી તો લેડી હેઝલવુડ માટે મેં તને કાંઇજ કહયું બી નથી, ને તું તો મને કાહર કાહરમાંજ પડયોછ."

એનેટે ખીજવાટથી પોતાનો હોઠ કરડયો.

"વેલ, એ લેડી હેઝલવુડ કોણ છે–કેવી છે–ને બીજું બધું તેને લગતું શું કહેવાનું છે તે ઝટ કહી નાંખ." તેણે કહયું.

"તે એક અસલમાં તો અમેરીકન લેડી છે. મીસ કે કરીને તેનું નામ હતું. પણ એનેટ, તે એટલી તો ખુબસુરત છે કે બોલવે વાત નહીં. તે કેટલી પ્રેટી છે તે તો તું અટકલી બી શકનાર નથી. એનેટ. મેં અગાઉ કેડે એવું સુંદર પીકચર કદાચ જોયું હોશે તેવીજ અબળા એ છેઃ પીકચરમાં કેમ——"

"હા, હં, સમજયો," એનેટે પાછું વચમાં ભંગાણ કર્યું, "તુંને, તેથી, ઘણી ગમી નહીં?"

"હા. ઘણીજ. તે લોકને અહીં મેં જમવા બી તેડયાંછ એ લોક આવતાં વિકથી વિઝીટ આપવી પાછી શુરૂ કરનાર છે, ને મેં પેહેલેજ દિવસે આપણે ત્યાં જમવાનું નોત્રું કીધુંચ."

'ઠીક કીધું," એનેટે જોયું કે નેટાને ખુશી કરીને કાહડવી જોઇએ એટલે અડાવ્યું.

"જો કે લેડી હેઝલઉડ હજી શોકના પોશાકમાં ફરેછ. તમામ કાળા ડ્રેસમાં એ ઘણીજ લવ્લી લાગતી હતી. ઑાડીસ બી એવી––"

"હવે તું બસ કરની તો. એ બધું તમારાં બૈરાંઓને લગતું મિલીનરીનું બ્યાન તું માહરી આગળ શાંની કરવા બેસેછ ?"

નેટા હસી.

"ચાલ ત્યારે તને નથી ગમતું તો હું જાઉંછ," તેણી જવા ઉઠતાં બોલી, "એ લેડી હેઝલઉડને પોતાના મરનાર ખાવીંદની માશી સાથ બી ઘણુંજ બનેછ જો ! એઉ લેડી હેઝલઉડો જ્યાં જોઇએ ત્યાં સાથે ને સાથેજ ફરેછ. પણ હું ધારૂંછ કે એ જરૂર પાછી પરણી જશે. છેજ એટલી જુવાંન ને ખુબસુરત દેખાવની કે પરણી જવાનો જો એ વિચાર કરે તો તેમાં કાંઇ ખોટું નથી."

એનેટનું હવે તો છેકજ ગરી ગયું, એટલે તે પીઠ ફેરવી પોતાનું લખવા બેસી ગયો; અને નેટા બધું જે છેલ્લું બબરી ગઇ તે તો બેહેરાં કાનો ઉપર જઇને પડયું.

બીજે વિકે નેટાએ ખબર આપી હતી તે મુજબ ડાવેજર લેડી હેઝલઉડ, અને લેડી હેઝલઉડ મીસ્ટર અને લેડી નેટા ગીઅરસનને ત્યાં ડીનર ઉપર પધાર્યાં.

ઘણાંજ થોડાં મગર તમામ સીલેકટ પહરોણાઓનેજ ખાસ નોતરવામાં આવ્યાં હતાં.

તેઓ સર્વથી મોડાં આવ્યાં.

નેટાએ સર્વ સાથ લેડી હેઝલઉડની ઓળખાણ મોટી ઉકમાઇથી કરાવી. તે એમ બધા સાથ તે ખુબસુરત વિધવાને ઇન્ટ્રોડયુસ કરતી કરતી પોતાનો ભરથાર જ્યાં ઉભો હતો ત્યાં આવી.

"માહરા વર, મી૦ ગીઅરસન–લેડી હેઝલઉડ, લેડી હેઝલઉડ, એનેટ," તેણી બોલી.

એનેટે લેડી હેઝલઉડ ગમ જોયું, અને દિલમાં કોઇએ આરપાર એકાદ પીન ખોસી ઘાલી હોય એમ તે ચમકયો! તે કોણ સાંમે ઉભો હતો? અરે! તેની સાંમે કોણ ઉભું હતું? કોઇજ નહીં મગર તેની એક વારની માશુક મોનીકા સ્ટીન!

## પ્રકરણ-૧૬.

માણસ ઉપર ઓચીંત આફત આવી પડે છે ત્યારે તે બેબાખલો, પડી જાય છે. પોતાની મગજ શકિત એક ક્ષણ વાર ગુમાવી બેસે છે. તેના અવ્યવો મંદ થઈ જઈ કાંઇ કામ કરવા તેની મરજી ઉપરાંત ના પાડે છે.

એનેટ ગીઅરસન મોનીકા સ્ટીનને લેડી હેઝલઉડ તરીકે પોતા સાંમે આવી ઉભેલી જોઇ અજાયબી તેમજ ગભરાતથી હેબતી ગયો. તેણે ડોળા ફાડીને મોનીકા ગમ ભખરાયલે ચેહરે જોયું. તેની જીભ ટાળવાં સાથ ચીટકી ગઇ. તે કાંઇજ બોલી કે કરી શકયો નહીં, મોનીકાનો હાથ શેક-હેન્ડમાં લેવા વટીક તેનો હાથ ઉંચકાયો નહીં!

મગર મોનીકા પુરી સાવધ હતી. તે કયાં જતી હતી, અને ત્યાં શું બનનાર હતું તેથી પુરતી માહેર હતી, એટલે તેણીએ સમયસુચકતા રાખી એનેટનો હાથ પોતાના હાથમાં લીધો અને તે દાબી તેના કાનમાં ધીમેથી કહયું, "તમે મને જોઇને અજબ થયલા લાગોછ, મી૦ ગીઅરસન. બાહીતા ના, તેમજ માહરૂં નામ પણ જાહેર થવા દેતા ના."

એનેટ તે શબ્દોથી ઘણો ધીરવજ પામ્યો.

"હા. હું ઘણો અજબ થયો," તેણે કહયું, "તું—આઇ મિન તમે નૉરલેંડ સાથ પરણેલાં."

"હા,"

"ત્યારે તમેજ મીસ કે?"

"હા. મને નામ બદલવાની ફરજ પડેલી," મોનીકાએ હસીને કહયું.

એનેટના મોટા નસીબે નેટા તેઓને ઇન્ટ્રોડયુસ કરી તુરત ત્યાંથી બીજી જગાએ જતી રહી એ ઘણું ઠીક થયું. તે ભોળી બિચારીને કયાં એમ

સેહેજે શક હતો કે લેડી હેઝલવુડને જોઇને તેણીનો ભરથાર હેબતથી હડ-બડી ગયો હતો.

"મને બધાં અસલમાં મીસ કે ધારેછે. તમે પણ તેમજ માનજો. હું આશા રાખુંછ કે તમે કાંઈ જાહેર થવા દેશો નહીં?" મોનીકા બોલી, "એટલો તો હું તમારામાં વિશવાસ રાખુંની?"

"હા, હું કાંઈ બોલીશ નહીં. માહરે તેમ કરવુંજ જોઇએ," બેનેટે કહ્યું.

"થેંકસ!" મોનીકાએ ઉપકાર માન્યો; અને તે તેનાથી તુરત વેળા તેના છુટકારાના એક મોટા નિશ્વાસ વચ્ચે છુટી પડી.

લેડી હેઝલવુડ તે દિવસે પેહેલીજ સોસાયટીમાં સામેલ થઈ હતી; એટલે તેણી ઉપર ધરાંપરાં જરીક જાસ્તીજ થયાં. તેણીની ખુબસુરતીએ મોટું સેનશેસન કર્યું. સર્વ કોઇ તે વિશેજ ચકચાર તે ડીનર પાર્ટીમાં કરતું હતું. તે ખુબસુરત અને તાલેવંત વિધવાની મેહેરબાંની મેળવવા ઘણાંઓ આછાડ પછાડ કરવાં લાગાં; મગર મોનીકાએ તે બધાને દુરના દુરજ રાખ્યાં.

તેણી ખુબસુરત તો બેશક હતી; અને બેનેટને લાગ્યું કે તે પેહેલાં કરતાં હાલમાં ઘણી જીયાદા હતી. તેણે નેટા સાથ તેણીની સરખામણી કરી, અને બાપડી નેટા અવ્વલથી આખર સુધી તેની નજરમાં મોનીકા કરતાં ભારે ઉતરતીજ તેને તેના મોટા અફસોસ વચ્ચે જણાઇ. શું તેણે મોનીકા જેવી એક પરીસુરત રૂપસુંદરીને લટક આપવામાં ડહાપણ વાપર્યું હતું? મોનીકા સ્ટોન, વગર શકે, તેને લાયકનીજ અને તેને દરેક રીતે જોગ આપે તેવીજ મોહરદાર નિવડતે.

મગર, હવે બનનાર બની ગયું હતું. તે નેટા સાથ શેહાદી કરી ચુકો હતો, અને તેમ કરી તેણે પોતાના લાભનું મેળવી લીધું હતું—મર-તબો અને પૈસા! તે બે ચીઝ કે જેને તેણે હદ વિનાની ચાહી ને માંગી હતી તે નેટા સાથ વરવાથી તેને મળી હતી.

મોનીકા સ્ટીન તેને કોઈ દાહાડો બી રૂશવા કરવા ફુટી તો જરૂરજ નિકલશે એવો ખ્યાલ તેને છેલ્લાં ત્રણ વરસમાં એકથી અનેક વાર થયો હતો! તે એમ માનતોજ હતો કે વ્હેલે નહી ને મોડે તે જરૂર જાહેર થશે. તેને જાહેર કરશે, અથવા કરવાની કોશેશ કરી જોશે. અને આજે

તેઓ મલ્યાં હતાં. પણ એનેટે મોટા સખ્યારા સાથ જોયું કે તેણી તેને ને એક હજી બી મિત્રજ હોય એમ ગણતી હતી. તેણીએ ત્યારે તેને માફ કર્યો હતો.—ગઇ ગુજરી વિસારી દેવા માંગતી હતી. તે જોઈ તેને પોતાની છાતી ઉપરથી એક જબરદસ્ત પાહાડ ઉંચકાઇ ગયો હોય એવો સંતોષ થયો.

એનેટ એ બી જોઇને ખુશીજ થયો કે મોનીકા એટલી સારી અવસ્થામાં હતી; અને નોરલેંડ જેવા એક ગ્રહસ્થ સાથ વરી હતી. મગર શું યુસ્ટેસ નોરલેંડે પોતાની ધણીઆણીની આગલી વિગતો જાણી હશે કે? તે અજબ થયો.

મગર, તે બધાં સાથ હવે સંબંધજ શું હતો? મોનીકા સુખી ને જરદાર હતી એજ તેને મનશે બસ હતું.

તે ડીનર પાર્ટી ઘણીજ ફ્તેહમંદ નિવડી. સઘળાં પરોણાઓ વિદાય થવા બાદ નેટા પોતાના ભરથાર આગળ પુછતી આવી, "કેમ ડીયર, લેડી હેઝલઉડને જોઈ? કેવી છે! મેં કહેલું તેમ ઘણી દેખાવલી છેની?"

"હા, નેટા ડીયર. ઘણી બ્યુટીફુલ છે," એનેટે બેદરકાર જવાબ કર્યો.

મોનીકા સાથ કોઇ વખ્ત પણ પાછી મુલાકાત થવાની તેની ધાસ્તી હવે મટી હતી; અને વધતું ખુશી થવા જોગ તો એનેટે વિચાર્યું તેમ તો એ હતું કે તેણી સઘળી દુશમનાવત ભુલી ગઇ હતી. તેની સાથ એક મિત્રની મુઆફેક વર્તી હતી. મગર તેણીને ખોહવાનો ખ્યાલ એનેટ પોતાના જીગરમાં એક ચમતો તુટયા વગર તો કરી શકયોજ નહી. અલબત, નેટા બાપડીને તેની કયાં ખબર હતી?

---

## પ્રકરણ ૧૭.

મી૦ અને લેડી નેટા ગીઅરસનને ત્યાંની ડીનર પાર્ટીમાં તે એકવારના આશુકમાશુક ન ધાર્યાં પાછાં ભેગાં થયાં; અને તે પછીના બિજાં બે વિકમાં તેઓ વચ્ચે એકથી અનેક મુલાકાતો થઈ.

મોનીકા અને એનેટ હવે તો પાડોશીઓ બન્યાં હતાં. એનેટના મકાનથી થોડેજ છેટે લેડી હેઝલઉડનું મકાન આવેલું હતું. અલબતાં એનેટ

રહેતો હતો તે મકાન તો લૉર્ડ લીન્સેની માલેકીનું હતું, કે જે ગ્લેડકોમ્બ હૉલના ભપકાભર્યા નામે લોકોમાં વિખ્યાત હતું.

નઝદીકમાંજ રહેતાં હોવાને લીધે તેઓ વચ્ચે અવારેનવાર મેલાપ થવો જારી થયો હતો. મોનીકાની કંપની એનેટને ઘણી મૉજ આપનારી ને સુખી લાગતી હતી. તેનો તેણી માટેનો પ્યાર તો હજી નષ્ટ થયો ન હતો. તે તો જીગરના ઉંડાણુમાં જડ ઘાલીને ગોયા ઠરીઠામ થયો હતો, તે મોનીકાની સંગતમાં પાછો સજીવન થવા લાગો. તેણીને જોતાંજ, તેણીના નાજુક હાથનો નમ્ર સ્પર્શ થતાંજ તે બિદાર થયો. જો કે પેહેલી નજરે તો મોનીકાને નિહાલતાં તે હેબતથી હડબડી રહયો હતો, મગર તેણીને તે ધારતો ને આશા રાખતો હતો, તેથી, કાંઈ જુદીજ કીસમે પોતા સાથ વર્તતાં જોઇ તેને છુટકારા ને સબ્બારાનો એક ખુશ દમ ખેંચ્યો. તેણી તેની તરફ ઘણીજ માયા ને સભ્યતાથી વર્તી હતી; જાણે તેઓ વચ્ચે કાંઈબી કચવાવા જેવું બનવા પામ્યુંજ ન હોય એવી રીતે તે બોલતી ચાલતી હતી. એ તો નક્કી હતું, મગર તેણી હજી તેને માટે કાંઈ દરકાર ધરાવતી હોય એવું તેણીએ પોતાના શબ્દોથી કે આવભાવોથી દાખ્યું ન હતું; કે ન તો એવું પણ તેને માનવા યા જાણવા દીધું હતું કે તે આગલું સઘળું ભુલી ગઇ હતી યા તેને તેણીએ માફી બક્ષી હતી.

એનેટને મોનીકા સાથ એખલો મેલાપ કરવાની ટક ઝાઝી મળતી ન હતી; કેમકે તેણી ડાવેઝર લેડી હેઝલઉડની ખીદમતમાં મોટો ભાગ રોકાયલી રહેતી હતી. તે બે બાઇઓના મન કાંઇ અજબ કીસમે મળી ગયાં હતાં, અને યુસ્ટેસના અકાળ મૃત્ય પછી તેવણ જાસ્તી બિમાર થઇ જવાથી મોનીકાને તેવણની સારવારમાં ચાલુ રહેવુ પડતું હતું.

એક દિવસ, તો બી, મોનીકા સાથ એનેટને એકલો મેલાપ તેણીના ઘરમાંજ અનધાર્યો થઈ ગયો.

મોનીકા લાયબ્રેરીમાં કાંઈ વાંચતી બેઠી હતી, તેટલાં એનેટ તેણીની મુલાકાતે જઇ લાગો.

"આવો!" એનેટને ઠંડો આવકાર મળ્યો.

"તમને એકલાં મળવાનો ચાન્સ મળતોજ નથી!" તેણે સાહેબ સલામ કર્યા પછી કહયું, "આજે તેમ થયુંછ તે જોઈ હું ખુશી છું. માહરે તમને કાંઈ કહેવું છે?"

"હં કે!" મોનીકાએ એક મધુર હસ્તું હસ્તાં ધીમેથી કહયું.

"કદાચ તમે ચેતી પણ ગયાં હશો કે હું શું કહેવા માંગતો હોવશ," એનેટે ચલાવ્યું.

"એક્ષક્યુઝ મી! સામાં ધણીના વિચારો વાંચવા જેટલી શકિત કમ ભાગ્યે માહરામાં નથી," તેણીએ બેપરવાહીથી કહયુ, "હવે, કહો તમે શું કહેવા ચાહોછ?"

"હું તમારો દિલોજાન ઉપકાર માનવા આવ્યોછ!"

"ઉપકાર? શાંને વાસ્તે?" મોનીકા અજબ થઇ બોલી.

"તમે મને માફ કીધો તેને માટે. માહરી અગાઉની નાલાયક ચાલ તમે ભુલી જવાં જેટલાં ભલાં બન્યાંચ તેને વાસ્તે!" એનેટે કહયું.

"તમે કેમ જાણ્યું કે તે હું ભુલી ગઇછ?" મોનીકાએ આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"તમારી રીતભાતે મને તેમ ધારવા લલચાવ્યો," તેણે ખુલાશો આપ્યો, "તમે એક ફરેસ્તાજ છેવ અરે, મોનીકા! મને તે માટે શીક્ષા થઇ ચુકીછ. તને દગો કીધો તેનો ફેજ માહરે માટે તો સારો આવ્યોજ નથી. આય લગન કરી હું પશતાયોછ. કેવો પશતાયોછ તે તો તું કેમ જાણી શકશે? આય નેટા જેવી બૈરીનો હું ભરથાર! ઓ હવે—જો હું થોભ્યો હતો તો—તું છુટી છે!"

"છુટી ને સાથે વળી જરદાર!" મોનીકાએ ધીમેથી વધાર્યું.

તે હસ્યો, "હાઃ છુટી તે વળી જરદાર, આપણે કેવાં સુખી થઇ શકતે?"

મોનીકા પાછી હસી.

"એ ખ્યાલ બી તમારે હવે કરવો નહીં જોઇએ. મી૦ ગીઅરસન, જાણો કે તમે એક પરણેલા પુરૂપ છેવ, અને હવે કોઇ, નેટા સિવાય, માટે અઘતીટ ખ્યાલ કરવો પણ તમારે માટે મોટો ગુનાહ છે. પણ હવે મેહેરબાંની કરી મને મોનીકાને નામે બોલાવતા ના. તમને તે હક નથી. માહરૂં નામ ઇડિલ કે છે, અને મને તમે અગાઉ ઓળખતાંજ નથી એમ જણાવા દેવાનું છે. તમે તમારાં વાઇફને કાંઇ કહયું તો નથીની?"

"માહરી વાઇફ!" તે ધીક્કારથી પટપટયો, "શું એ બનવા કાલ છે? માહરી વાઇફ તમારે માટે કાંઇજ જાણતી નથી."

"સારૂં!" મોનીકાએ વિચારવંત જવાબ કર્યો, "તમે તેની સંભાળ રાખજો, એનેટ-મી૦ ગીઅરસન આઇ મીન," ઝડપથી તેણીએ પોતાની ભુલ ગભરાતના દેખાવ સાથ સુધારી.

"નહીં, નહીં, એનેટજ કહો!" તેણે કાલાવાલાથી માંગી લીધું.

"ચાલો એમ તો એમ મગર તે જ્યારે આપણે એકલાં હોઇએ ત્યારેજ," તેણીએ હસીને તેની વિનંતી મંજુર કરી. અને પછી પોતાને ડાવેઝર લેડી હેઝરફડ આગળ રોકાન છે કરી એનેટને તેણીએ તેની મરજી ઉપરાંત ખેરવ્યો.

દિવસો પછી ત્યાર કેડે એનેટને તેણી સાથ એકલી ગુફ્તેગો ચલાવવાની ટક મળી નહીં;-જો કે અવારનવાર તેઓ વચ્ચે ભેટો તો થયો હતો.

તેઓ વચ્ચે દિન ઉગ્યે વધતી જતી મિત્રાચારી દેખી એક જણુ અદેખું પડયું હતું. તે લેડી નેટા ગીઅરસન હતી. પોતાનો વર લેડી હેઝલફડ સાથ જાસ્તી અને જાસ્તી ભેલાતો હતો એ જોઇ તે એનેટ ઉપર પોઢ પ્યારથી મરી ફીટટી મધુરી અદેખી બનની હતી. તે દેખાવલી વિધવા એનેટનું ચિત્ત ચોરી બેઠી હતી, તેથી, તે તેણીને પ્રથમમાં જેટલી ગમી ગઇ હતી, તેટલી હવે તે તેણીને ધીક્કારતી થઇ હતી. એનેટ ઉપરના તેણીના અગાધ પ્યારે તેણીને સચેત કરી મેલી હતી કે એનેટને તે જુવાન વિધવા ઘણી ગમતી હતી. સોસાયટીમાં પણ મોનીકાના આગમણની સાથ નેટા ઉપરથી ધરાંપરાં કમી થઇ ગયાં હતાં. કેમકે, મોનીકા કાંઇ પણ શક વગર ઘણીજ રૂપસુંદર તેમજ વળી તવંગર હતી, અને તે એ જોઇને જાસ્તી જલી જતી કે તેણીનો ભરથાર પણ બીજાઓ ભેગો તેણી અને મોનીકા વચ્ચેનો તફાવત રાખતો થયો હતો.

મામલો બધો એવો હતો. એક સાંઝે એનેટ સીટીંગ રૂમમાં બેઠો હતો. નેટા તેની સામે કાંઇ ગુંથતી બેઠી હતી. તે પોતાના ધણીની સર્વે બારી આંખે કરતી હતી. એનેટ કાંઇ વિચારમાં મશગુલ બેઠો હતો.

"શું વિચાર કરોછો, એનેટ?" નેટાએ પ્રશ્ન કર્યો; "હું કાહરની બેઠીછ ને તમે એક હરફ પણ બોલતા નથી."

"છટ! શું કંટાળો આપેછ જો, ડીયર?" એનેટ ખભડયો, "જરા ઠરીને બેસવા તો દે! કાંય બકબક લઇ બેઠીછ?"

નેટાના ભવાંનો ચીસ્સો ચઢી ગયો. તે કાંઇ ઘણો કડક ઉત્તર કરવા ગઇ; પણ તેટલાં એક નફરના આવવાથી અટકી ગઈ.

"તમને કોઇ મળવા માંગેછ, સાહેબ?" એનેટ તરફ જોઈ તે નોકરે કહ્યું.

"કોણ છે? નામનો કાર્ડ કાંઈ આપ્યોછની?" એનેટે પુછ્યું.

"નહીંજી. કાર્ડ તેની પાસ હોય એમ લાગતું નથી, સાહેબ; ને કોઈ દેખાવે સારાં માણસ જેવો નથી માલમ પડતો!"

"ઓ માય! એવા કોઈ લુચ્ચા માણસનું તાહરી સાથ શું કામ હોશે, એનેટ?"

"મુગી રહે ડીયર. કદાચ કાંઇ કામના સબબે કોઇ આવ્યો હશે. દેખાવે ઠીક નહી હોય તે પરથી કાંઈ એમ નથી ઠડતું કે તે લુચ્ચો બી હોવોજ જોઇએ." એનેટે કહ્યું. "ઠીક તેને બાજુના રૂમમાં બેસાડ, હુ આવ્યો."

તે નોકરની પછવાડે એનેટ તે વિઝીટરને મળવા ગયો. નોકરના કેહેવાં મુજબનોજ લટખટ દીસતો અને લફંગા જેવો તે કોઇ મર્દ હતો. તેણે એનેટને જોઈ પોતાની ટોપી અદબથી અલગી ઉચકી.

"માફ કરજો, સાહેબ. તમને આવે કઢંગે વખતે હું ડીસ્ટર્બ કરૂંછ. પણ સેવકને ઘણું અગતયનું તમો સાહેબ સાથ કાંમ છે, સાહેબ."

એનેટ અજબ થયો. તે એવી તો રીતે બોલતો હતો કે જાણે એનેટ કોઇ તેની સરોબરીયોજ હોય.

"તમારૂં શું કામ છે?" એનેટે દમથી પુછ્યું.

"ધીરે, સાહેબ, ધીરે. બેશો, આપણે હવે કામનીજ વાત કરીંછ, મુરબ્બી," પેલા કોઇએ એક ખુરશી ઉપર આસ્તેથી બેઠક લેતાં કહ્યું.

"વૅાટ રૅાટ! તમે કોણ છેવો જે એમ માહરી સાથ વગર ઓળખાણ પીછાણે——"

"માણસ, સાહેબ, માણસ," પેલો વચમાં કુદી પડયો, "તમારી સાથ વાત કરવાની છુટ લેનારો આદમી છે, સાહેબ,"

"તમે બડા બેવકુફ દિસોછ," એનેટ ગરમ થયો.

"તમારા એ ઉમદા મત માટે સેવક તમારો આભાર માનેછ." પેલાએ નમીને ચેષ્ટા કર્યા.

"આઇ સે મીસ્તર, ચાલો ઉઠો ને સિધ્ધો રસ્તો લેવ. નહીકર હું લાત મારીને તમને હાંકી કાઢશ," એનેટે મિજાજ ખોહી કહયું.

"ચાલો ત્યારે માહરા મેહેરબાન આપણે દિલલગી છોડી વાત પર આવીશું." તેણે કહયું.

"પણ તમે છેવજ કોણ? હું તમને બિલકુલ ઓળખતો નથી. તમે માંગોછ શું?"

"પૈસા!" પેલાએ ધીરે રહી કહયું.

"પૈસા? શાંનાં પૈસા? શું સબબસર? તમને ને મને પિછાણ શું છે જે તમો માહરી પાસ પૈસા માંગવા આવ્યાછ?" એનેટે અજબ થઈ કહયું, "કંઈ સમજાવશો?"

"મોટી ખુશી સાથે સાહેબ, હું તમારી પાસથી પૈસા મેળવવા એટલાજ માટે આવ્યોછ, સાહેબ, કે તમારે લગતો એક ભરમ હું જાણુંછ. એક ભરમ જે તમે ભુલાયલો ને ભુતકાલમાં દટાયલો ધારોછ."

"હં!" એનેટે ઠંડાઇથી કહયું.

"હા, લેડી પોમરેટની બ્રેસલેટ ચોરનાર ખરો ધણી કોણ છે તે મને ખબર છે," પેલાએ ધીમેથી અસર કરતા સાદે કહયું; અને એનેટ તરફ જોયું.

તે તો એનેટ ગભરાઇને ફુંકી મારી જશે એવી આશા રાખતો હતો, મગર તેણે મોટી અજાયબી વચ્ચે જોયું કે તે તમામ ભુલ્યો. એનેટ તમામ શાંત તેની સામે ઉભો હતો. તેનું તો એક પાપણ બી ફરકયું નહીં હતું.

"હું દિલગીર છું કે તે તમે જાણોછ;" એનેટે ભવાં જમાવી, ઠંડાઇથી કહયું, "સઉ કોઈ તે જાણેછ. તે કાંઈ છુપી બાબદ નથી. જેને તે ચોરેલી તેને કએદની સજા વટીક થયલી હું ધારૂંછ કે તે હવે છુટી બી હશે."

"માઇ લૉર્ડ! તમે અજબ ચબરાક છેવ!" તે પોતાની અજાયબી છુપાવી શકયો નહીં, "પણ તમો મને છેતરી શકનાર નથી. તમે તે

બ્રેસલેટની ચોરી કીધી હતી, સાહેબ; ને તે માટે જો તમે મને મુંગો નહી રાખશો તો પછી સાહેબ—"

"તમે ઘેલાની માફક વાત ના કરો." બેનેટે ગુસ્સાથી કહયું.

"શેઠયા, હું ઘેલો નથી. તમે માહરી સાથ સિદ્ધી વાત કરો. કાંઈ સમજુતી પર આવો. નહીં તો પછી મને તમારા સસરા લૉર્ડ લીન્સે હજુર રજુ થવું પડશે."

"તે શું તમે એમ ધારોછો કે તેવણ તમારૂં કહેલું માનશે?" બેનેટે ધીકકારથી પુછયું.

"બેશક. તે માનશે, ને તે નહી તો બીજાઓ તો માનશેની. મી૰ ગીઅરસન,' મેં પોતે કૉરીડોરમાંથી છુપાઇને તમને બ્રેસ્લેટ લઇને લેડી પોમરેટના રૂમમાંથી નિકળતાં દીઠા છે."

## પ્રકરણ ૧૮.

બેનેટ ફીકોફ્ચ મારી ગયો. તે એક ખુરસી ઉપર ગભરાટથી ઠરતો બેસી પડયો. તે તુરતમાંજ પારલામેંટમાં બેઠક મેળવવાનો યત્ન કરનાર હતો; અને આવી એક નાલેશી તેના કેવા ખાનાખરાબીના સોદાના સંતાપમાં આખર થાય તે તે બરાબર જાણતો હતો.

તેણે પોતાનો હોઠ જોરમાં કરડયો, અને પછી તેની કાંઈ દરકાર ન હોય એવું બતાવવાનું તેણે મીઠયા ડૉળ ઘાલ્યું.

"તાહરે ગમે તે કરી લે, મને તેની કુચ્છ પરવાહ નથી."

"લાંબો વિચાર કરીને જરા મને જવાબ દેવ," પેલાએ ધમકી આપી, "મને આકલા ઉપાયો લેવાની ફરજ નહીં પડે તો ઠીક. હું કાંઇ તમારાં બુરાંમાં નથી. મને માહરૂં મોઢું બંધ રાખવા કાંઈ મળ્યું તો ભલે ભલું નહીં તો પછી હું આ વાતની દરેક જણને ખબર કરીશ. પેહેલે તમારી ધણીઆણીને, પછી બિજાંઓને, અને અહીંથી નીકળેલો સિધ્ધો હું આગેવાન પેપરોના એડીટરો પાસે જઇશ ને તેઓને બધું પાડેફરા જણાવી દઇશ. તમારા સસરા લૉર્ડ લીન્સેની વિઝીટ બી મને લેવી પડશે કે

તેવણુ શેઠ બી જાણે કે તેવણુના જમાઈ તરીકે તેવણુને કેવો એક વિંટી પરનો નંગ મળેલો છે."

"તાહરી પાસ પુરાવા શું છે?" બેનેટે ખોખરા અવાજે હજી સામે થતું જારી રાખ્યું.

"તે તમે કાંઇ મનમાં એમજ ચાહો પીઓછ શું કે કોઇ બી ધરખમ પુરાવાની ગેરહાજરી સાથ તમારો સેવક કામ કરેછ. તેમ માનવામાં તમે ભુલોછ, માહરા મિત્ર. તમે જે વખતે કબાટમાંથી એ બ્રેસ્લેટ તફડાવેલી તે વખતે મેં એક સ્નેપશૉટ ફોટો તમારો લીધેલો છે. આય રહયો તે, ને એના થાંને બિજો વધુ ધરખમ પુરાવો તમો સાહેબને શું જોઇએછ?" તેણે એમ કહેતાં એક ન્હાનો ફોટો બેનેટના હાથમાં મુકયો.

"ફાડી નાખવાની વેત્રણ ખાલી ના કરતા, હં બિરાદર! માહરી પાસ એની કોપીઓ ધરે છે. વૅલ, એ પેપરમાં છપાશે તો ઘણો સરસ લાગશે નહીં?"

"તમે શું માંગોછ?" બેનેટે દબાયલે અવાજે પુછયું.

"શરૂઆત તરીકે એક હજાર પાઉંડ," તે પહરોણાએ ખુશહાલ કહયું.

"એટલી રકમ દુન્યામાં માહરી કહેવાને માહરી પાસ બી નથી," બેનેટે ભખરાયલે ચેહેરે તે વિઝીટર સામ જોઈ કહયું.

"નથી તો મેળવો—જલદીથીજ મેળવો, નહીં તો પછી તેનો ફેજ તો તમને રોશન છે," પેલાએ કહયું, "આજે હમના મને થોડાક રોકડા તો જોઇએછ. બાકીના જોઇએ તો એકાદ અઠવાડીયાં પછી આપજો. જાવ એટલી હું તમારી પર મેહેરબાંની કરૂંછ."

બેનેટે ઝડપમાં પોતાનું ખીસું ખાલી કીધું.

"દશ પાંઉડ ચાલશે," તેણે નરમાસથી કહયું, "માહરી પાસ હાલમાં જાસ્તી કાંઈ નથી."

"વૅલ, ચાલશે. જો કે હુ આજે મેળવવા માંગતો હતો તેથી બી એ ઘણાં કમતી છે," પેલાએ બબડીને તે દસ પાઉંડ મીઠા કરતાં કહયું, "હું આવતા વિકમાં આજનેજ દિને બાકીના લેવા આવીશ."

"ખુદા ખબર હું કયાંથી લાવીશ?" બેનેટે નિરાશીથી જણાવ્યું.

"ચોરી કરો," પેલાએ ચેષ્ટા કર્યા, "કોઈના ઝવેરાતો તફડાવો. તમે તો એ બાબદમાં ઉસ્તાદ છેવ. ગમે તે કરો મગર મને ભરો, નહીં કર દુન્યામાંની તમારી દરેક અભિલાષાઓને છેવટની સાહેબજી કરો."

તે જબરદસ્તીથી નાણાં કઢાવવા પધારેલો ઠગારો એટલું બોલી ગયો. અગર જો બેનેટ બદલ કોઈ બીજો હિંમતવાન બદમાશ હતે તો જરૂર તે આ લુચ્ચા માણસને એક ડૉગવ્હીપથી ફટકાવી કાઢીને હાંકી કાઢતે.

એક હજાર પાંઉંડ!

"એ મેળવવા કયાંથી ને કેમ? માહરે મેળવવા તો જોઇએજ, નહીં તો માહરો નાશ થઈ જશે," બેનેટ વિચાર કરતો તે રૂમમાંજ બેઠો.

ત્યાર પછીના થોડા દિવસો ટક બેનેટ એજ ખ્યાલમાં ખુબ મશગુલ રહયો. તે કમબખ્ત કંગાળ જવાંન કલ્પી નહીંજ શકયો કે તે જેટલો જલદી ચઢવા પામ્યો હતો તેટલો બલકે તેથી બી વધુ ઝડપમાં તે પાછો નામોશીને હવાલે થઇ જનાર હતો. તે પાર્લામેન્ટમાં બેસવા ઉત્કંઠીત હતો, તેને માટે બધી તૈયારીઓ કરી રહયો, ને તેટલાં આય કોઈ માણસ તેના આગલા ભેદથી કોણ જાણે કેવી બી રીતે વાકેફ થઇ તેને ખસ્તેખુવ્હાર કરી નાંખવા બાહાર આવ્યો હતો. એ કેમ અટકે? વગર શકે તેને મુંગો રહેવા માટે પૈસા આપી તે ચુપ કરી શકે, મગર તેની પાસ આપવા જોગા પૈસા કયાં હતા.

નેટા સાથ પરણ્યાથી તેને અંગત તો કાંઇજ મળ્યું ન હતું જે હતું તે તો નેટાનું હતું, અને તે બી ખર્ચ જોગુંજ. અલબતાં ઘણાં સારી રીતે ચાલી શકે એટલા ખર્ચ જોગું લૉર્ડ લીન્સે તેઓને પુગાડતા હતા. એટલે બેનેટ માટે કોઇની પણ સહાયતા વગર પેલો માણસ માંગતો હતો તેટલી મોટી રકમ ઉધરાવવા અશકય હતું.

હવે શું કરવું તે તે સહમજી શકયો નહીં.

ફકત એક રસ્તો હતો, અને તે એકે કોઈ પાસ કઢાવવા. પણ તેમ જાહેરમાં કરવાની તેની હીંમત ચાલી નહી. તેના સસરા લૉર્ડ લીન્સેને જો સેહેજ બી ખબર પડે કે તેનો જમાઈ બહારો બહાર નાણાં કઢાવી કરજ કર્યો જતો હતો તો તે ઉમરાવ કદી બી તેમ કરવા માટે તેને માફ કરી શકેજ નહી?

નેટા પાસ બી મંગાય એમ હતું નહીં. તેણી સાથ તે છેલ્લું કેટલુંક

થયો એવી તો આડી ચાલ ચલાવી રહયો હતો કે તેની પાસ માંગવા જવું એ તેને મનશે મોહોતને મળવા જવા જેવુંજ દીસ્યું.

તેની ઉપરના દુઃખની ગોયા હદજ રહી ન હતી એમ તે કમબખ્ત કંગાલને લાગું. એકક દિવસ જેમ જેમ જતો ગયો તેમ તેમ તેના પેટમાં કલેજી રહેતી ન હતી. નિરાશી નાઉમેદીથી તે દિવાંનો બની જતો હતો.

અને વળી તેવામાં તેનો સસરો લૉર્ડ લીન્લેજ તેઓને મળવા ને તેઓની સાથ ક્રીસ્મસના તેહેવાર ગુજારવા તેઓને ત્યાં આવ્યો.

અઠવાડયું પુરૂં થવા આવ્યું, પણ એનેટને કેમ એક હજાર પાઉંદ મેળવવા તેનો રસ્તો સુઝયો નહીં. અંતે તેણે પોતાના સસરા પાસજ માંગવાનો ઠરાવ કર્યો.

એક સાંઝે ડીનર પછી તે લૅર્ડ લીન્લે સાથ એકલો વાતે બેઠો હતો. પૈસા માંગવાની તેની જીભ તે દીલથી ટપટપુ થતો હોવા છતાં ઉપડતી ન હતી. તેટલાં લૉર્ડ લીન્લેએજ કરડા સાદે તેને પુછયું.

"નેટા તંદરોસ્ત નથી દીસ્તી, એનેટ."

"નહીં. શું છે એને? મને તો તેવું કાંઇજ નથી લાગતું?"

"તે તંદરોસ્ત નહી એટલુંજ નહી, પણ સુખી બી નથી દીસ્તી, એમ મને લાગેછ," તેણે જરા વધારે કડક સાદે કહયું, "એનેટ, તું તો તાહરી ફ્ર્જ તેણી તરફ બજાવેછની. જો માહરી દીકરી સુખી ન હશે તો હું તને કદી માંફ નથી કરવાનો."

"હું નહી સમજયો સાહેબ, કે તમે શું કહેવા ચાહોછ? એનેટ લાલ થતાં પુછયું. તે અર્થસુચક બોલો સાંભળી તેનું અંતકરણ તેને ડંખવા લાગ્યું.

"હું ધારૂંછ કે તું બરાબર સમજેછ. લેડી હેઝલઉડ અને તાહરે વિષે મેં જરા રતી સમજ્યુંછ. તાહરી તેણી સાથની વર્તણુક ઉપર આજે કેટલુક થયું આસપાસ ચાવાચીવી થતી રહેલી છે. એમ નહી થવું જોઇએ. માહરી દીકરીનો વર એમ કોઇ સાથ ફ્લર્ટ કરે એ હું સાંખી શકતો નથી."

એનેટ ફૂંકી મારી ગયો. તે કાંઇ 'ગલીચ નિંદા' ને એવી મતલબનું બબડયો; પણ લૉર્ડ લીન્લેએ તેને અટકાવ્યો.

"એ ગલીચ નિંદા કરતાં કાંઈ જીયાદા છે. મેં તે ઘણી ખાત્રી પુર્વક રીતે એક ઘણાં ભરોશેદાર સાંધણ મારફતે સમજ્યું છે. એનેટ, એવું હું ફરીથી ન સમજું, તેની સંભાલ લેજે!"

"તમે માહરા હાથ પગ બાંધી લેવા માંગોછ." એનેટ બબાલી ઉઠયો. એક તો તે નાશીપાશીથી જળીબળી રહેલો હતો તેમાં આ નવા દુઃખ પર ડહામથી તે ખભડી પડયો, "આયજ ક્ષણે એક પેની પણ માહરી કહેવાને માહરી કને નથી." તેણે ફરયાદની ધપે વધાર્યું, "જ્યારે મને થોડાક સો પાંઉદની તાકીદની જરૂર છે."

"તાકીદની જરૂર," લૉર્ડ લીન્સેએ પુછયું, "શાંને માટે?"

એનેટ લાલ થયો, જરા અચકાયો, અને પછી લૉર્ડ લીન્સેની તીછીં નજર આગળ નમી જઇ જુદું અડાવતાં બોલ્યો, "માહરા ભાઇને માટે. ખાનગી સબબ સારૂં. જો મને નહી મળશે તો ઘણી મુશકેલી ઉભી થશે."

"બસો પાઉંડ તું બોલ્યો નહી?" લૉર્ડ લીન્સેએ પુછયું.

"પાંનસો!" એનેટે બોખરે સાદે કહયું. જાસ્તી કહેતાં તે બીહીધો.

લૉર્ડ લીન્સેએ ભવાં ચઢાવી તેના ભણી જોયું, અને પછી ખીસાંમાંથી ચૅક બુક કાધી.

"હું નહી સમજી શકતો," તેવણે ભાર મુકીને ખાસ કહયું. "કે તું શા સબબ સર એટલી મોટી રકમ એમ એકાએક માંગેછ; અને હું ઇચ્છુંછ કે તું મને તાહરાં ભલાંને ખાતર તાહરા ભરમમાં લય. મગર, તું માહરો જમાઇ છે, એનેટ, તેથી હું તને પાનસો પાઉંદ આપું છ, પણ એ શરતે કે હવે પછી તું કોઇ પાસ ઉછીકા કઘાવે નહીં, અને હવે પછી જ્યારે પણ માહરી પાસ માંગે ત્યારે તે શા સબબસર તુંને જોઇએ છે તે મને ખરેખરૂં કહે."

એનેટ જવાબમાં કાંઇજ બોલ્યો નહીં. તેણે ગુપચુપ ચૅક લીધો. ત્યાર પછી લૉર્ડ લીન્સે જાંણે કાંઈ તેઓ વચ્ચે બન્યુંજ ન હોય એમ ખુશમિજાજે વાત કરવા પડયો, મગર એટલું તો જોઇ લઈ શકાતું હતું કે કે તેનો ચાહ તેના જમાઈ ઉપરથી ઘણે મોટે દરજ્જે કમી થઇ ગયો હતો.

---

# પ્રકરણ ૧૯.

પેલો લુચ્ચો પહરેણો ટકોરાબંધ એક અઠવાડીયાં પછી આવી ઉભો. બેનેટ પાસે તે વેળા ૫૦૦ પાઉંડથી જાસ્તી તેને આપવા વાસ્તે કાંઇજિ નહીં હતું.

"એટલા નહીં ચાલશે, બપાવા," પેલાએ ૫૦૦ પાઉંડ કડવે મોંઢે મીઠા કરતાં કહયું, "મને તો હજાર તમારે આપવા જોઇએ."

"હા. પણ હજાર હું નથી મેળવી શકતો!" બેનેટે સમઝાવ્યું.

"વૅલ, નથી મેળવી શકતા તો પછી તેનો અંજામ શું છે તે તો તમે જાણોછ. તો બી હું તમને એક વિકની મુદત જાસ્તી આપુંછ, ત્યારે તો મને મળવાજ જોઇશે, નહીં તો પછી હું તમને દિલગીરી સાથે ઉંઘાડા પાડીશ. માઇન્ડ! હું કાંઈ તમને ખાલી ભપકી આપુંછ, એમ ના સમજતા. હું જે કહુંછ તે ખરેખર બજાવશ. માહરૂં મોઢું જો તમારે બંધ કરવું હોય તો એજ એકલો ઉપાય છે."

"માત્ર એક અઠવાડીયાંમાં મને નહીં મળી શકશે?" બેનેટે નાઉમેદી કહયું.

"તમારે મેળવવાજ જોઇશે," પેલાએ કરક આપી, "મને મળવાજ જોઇશે, નહી તો નામોશીમાં તમને રગડાવું પડશે. ખુબ સંભાળમાં રહેજો, આવતે અઠવાડીએ કાંઇ બાહાંણાં માહરી આગળ ચાલશે નહીં. ગમે તે કરીને પણ એટલાં નાણાં માહરે વાસ્તે પેદા કરી રાખજો. હા, કહુંછ સાફ. ચાલો, ટ-ટા," એટલું બોલી તે બાંગડ બેનેટ તરફ તીરસ્કારથી હસતો હસતો ત્યાંથી ચાલતો થયો.

બેનેટ તેના ગયા પછી ત્યાંજ એક ખુરશીમાં ઉજલો વાખ ચકભમ મસ્તકે ફસડાઇ પડયો. તે શું કરે? કોણની મદદની આર્જુ કરતો જાય! લૉર્ડ લીન્લે કાંઈ હવે તે નાણાંનું શું કરતો હતો તેનું કારણ જાણ્યા વગર તો તેને જાસ્તી આપેજ નહી. નેટા પાસ બી માંગવું ફોકટ હતું. તેની ધણીઆણી તે મોનીકા સાથ જાસ્તી ભેલાતો હતો, તેથી, ઘણી અદેખી બનેલી ને ખીજવાયલી હતી.

'હા મોનીકા! તે માહરી સાથ હંમેશ ઘણી ભલી છે. તે મને

ચાહેછ, હજી પણ ચાહેછ એમ લાગેછ તો એ જરૂર મને મદદ કરશે,” તે ખુશીથી ઉછલી ઉઠયો. “ધૅટ’સ ઇટ! હું એની પાસ માગું. એ જરદાર છે, ને મને ના નહીંજ પાડશે.”

તુરત તે પોતાની હેટ ઉંચકી તેણીને મળવા દોડયો. તેણે એવો તો લેશ માત્ર પણ ખ્યાલ કર્યોજ નહીં કે તેણી ના પાડશે.

મોનીકા પોતાના ઘરના ડ્રોઇંગ રૂમમાં બેઠી હતી. સાંઝનું ઝઝકલું થઇ ગયું હતું છતાં બતીઓ હજી સલગાવવામાં આવી ન હતી. એક ઘણીજ ખુશનુમાં સગડી તે ઓરડાની ઠંડકને દુર કરતી તે અચ્છી રીતે આરાસ્તા કરેલા રૂમમાં બલતી હતી, તેમાંના અંગારનો ઝાંખો ઉજાસ મોનીકા બેઠી હતી તે બાજુ પડતો હતો, તેણીના હાથમાં કાંઇ ગુંઠવાનું હતું, પણ તે એમજ પડેલું હતું. તે કાંઇ ગંભીર વમાસણમાં હતી, તેણીનો મનોહર મુખડો લગરીક કઠોર દીસ્તો હતો, ભવાં ઉપર ગુસ્સાની કરચલીઓ વળેલી હતી, પણ બેનેટ ગીઅરસનના આવતાંની સાથ તેણીના આવભાવમાં ચમત્કારીક ફેરફાર થઇ ગયો, તેણીનો ચીલ્લો ઉતરી ગયો, ચેહેરો હસ્તો બની ગયો, અને ખુશહાલ માયાલું સાદે તેણીએ બેનેટને આવકાર દઇ પોતાની પાસે સોફા ઉપર જગા કરી આપી.

“તમને આવા ઝાંખા ઉજાશમાં ગમશે કે બતી સલગાવા હુકમ કરૂં?” તેણીએ મધુર હલકે પુછ્યું.

“બતીની કાંઇજ જરૂર નથી,” બેનેટે જવાબ દીધો–“માહરે તમને કાંઇ કહેવું છે ને તે હું આય ઝઝકલાંમાં વધારે કહેવા ઇચ્છુંછ.”

ફતેહનો એક અર્થસુચક ચમકારો મોનીકાની આંખોમાં તે પળે રમી રહયો.

“કહો?” તેણીએ પોતાને અંતરમાં ઉપજેલી ખુશહાલી છુપાવી કહયું.

“મોનીકા, હું ગંભીર મુસીબતમાં છેઉં, ને તેમાંથી બચવા તમારી મદદ માંગવા આવેલો છેઉં. તમે મને સહાય થશો, થશોની આપણી આગલી મિત્રાચારીને ખાતર?”

“તમે માહરી પાસ શું કરાવા માંગોછ?” તેણીએ હસીને પુછ્યું. બેનેટ જરા ચમકયો. તેને એમ લાગું કે મોનીકાનું તે હસવું ઘણું વિચિત્ર બલકે વિકાળ જેવું તેને તે રૂમમાં ફેલાયલા ઝાંખા ઉજાશમાં દીસ્તું હતું. પણ તેણે તેને પોતાના મનની માત્ર ભ્રાંતી ધારી ધીમા સાદે કહયું. “મને

થોડા પૈસા જોઇએછ? આસરે ૫૦૦ પાઉંડ. એક માણસ માહરી પુઠે લાગેલો છે. તે માહરો એક ભરમ જાણેછ, ને તેની કુમક પર તે માહરી પાસથી જબરદસ્તી વાપરી નાણાં મેળવેછ. જો મને ૫૦૦ પાઉંડ ન મળશે, તો તે મને જરૂર નામોશી પોંહોંચાડશે."

"પણ તે ભરમ?"

"તે તમો જાણોછ, મોનીકા. માહરી જીંદગીનો તે ફક્ત એકજ ભરમ છે. આપણા આગલા પ્યારને ખાતર તમે મને મદદ કરશો, નહી વારૂ? તમે તે ભુલી તો ગયાંજ નહી હશો, મોનીકા?"

"નહીં. હું બીલકુલ ભુલી નથી ગઇ."

"હું એમ જાણતો'તોજ. મને એમ લાગતું'તુંજ કે તમે માહરે માટે હજી દરકાર રાખોછ, હા. માહરી વ્હાલી, આજે જો હું છુટો હતે—" તે એમ બોલતાં વાંકો વળી મોનીકાના હાથ ચુમવા ગયો. મગર તેજ ક્ષણે એક મજબુત લપડાક મોનીકાએ તેને ઝુડી કાઢી!

"આવ લે, જુઠા, ઠગારા, હિચકારા," તેણી ઉભી થઇ એક છેડાયલી વાઘણની ઝનુની અદાથી બખાલી. "અરે! હું આય ઘડીનીજ ટગર કરતી જીવતી હતી. તું–તું શું એમ સમજેછ કે હું તાહરી દરકાર રાખુંછ? તાહરા પોકળ પ્યારની પરવાહ કરૂંછ—તે પ્યાર કે જેને તુંને છુટો કીધો ને મને બંદીખાનામાં વગર ફોકટની તાહરા ગુનાહને માટે સબડાવી. હું તને, એનેટ તને જીગરથી ધીક્કારૂંછ, તું સમજેછ કે તુંને હું ધીક્કારૂંછ, અને તાહરી ઉપર વેર લેવાના કારણે હું આટલા વરસ થોભીછ. તુંને કોઇ ધમકી આપેચ નહીં? તાહરો ભેદ કોઈ જાણેછ નહીં? હું એ સમજી ઘણી ખુશી છું. હું ઇચ્છુંછ કે તે તુંને જરૂર ઉંઘાડોજ પાડે, તાહરી બરબાદી અને સત્યાનાશી કરે? હું ઇચ્છુંછ કે એક કુત્રાની જીંદગીએ તું જીવે એવો કમીનો તે તુંને કરે? તું માહરી મદદ માંગેછ? જાણ, ઓ બેવફા બુઝદિલ, માહરી છેલ્લી અંગલીના ઉંચકાવાથી પણ જો તું બચી શકતો હશે તો તે બી હું તાહરા જેવા એક ઠગારાને માટે ઉંચકનાર નથી."

તે દમ લેવા થોભી. એનેટે હવેજ તેણીને તેના ખરા રૂપમાં પ્રગટ થયલી જોઈ, તેણીના સખ્ત ચાબકા રૂપી શબ્દોના ધુજારા હેઠળ તે ડરી ગયો, અને પોતાની બેઠકમાં ધ્રુજતો ઠઠરતો રૂ જેવો ફિકકો બેસી રહયો,

તેણી વિકાળ બની ગઇ હતી. તેણીની ચશમોમાં જવાળા સળગી રહેલા જણાતા હતા. તેણીના રૂખસારાઓ ગુસ્સાથી ધમધમી લોહી જેવા

લાલ થઈ ગયા હતા. તેણી ગુસ્સાથી બાહવરી બનેલી મુશકેલીથી શ્વાસ ખેંચતી હતી.

"તું મને પ્યાર કરવાની હીંમત કરેછ?" તેણીએ પાછું ચલાવ્યું, "અરે! તું એક પરણેલો પુરૂષ! તાહરી બૈરી જે તાહરી ઉપરથી દેખઈતી મરી ફીટેછ, તને પાક પ્યારથી પુજેછ ને તું તેને માટે ગમે તે બકેછ! તેં તાહરૂં સ્વમાન બી એક વખત તેણીને હાથ કરવા વેચેલુ તે તું નિમક-ખોર ભુલી જાયછ. અરે, બેવકુફ! શું એમ આશામાં તું મલકાયછ કે એક વાર તેં મને આવી બુરી લટક આપ્યા પછી હું તાહરા હવેના ઘરાંપરાં સ્વિકારૂંછ? બેવફા કમીના, શું તાહરેજ લીધે હું જેલમાં સબડી ઘર-બાર વિનાની ને નાચાર નિરાધાર નહીં થઈ? અરે હિચકારા, તું શું માહરી તરફથી એવી આશા રાખેછ કે હું તે બધું ભુલી જાઉ? નહી, કદી નહીં. હું તે ભુલી ગઇ નથી. મેં કીનો લેવાની પતીજ્ઞા લીધીછ ને તે હું પાર ઉતારશ. જાણ, એ બી જાણ ઓ બુઝદિલ બેવચની કે જે માણસ તાહરી પુંઠે લાગોછ, તે–તે તાહરો જમજ થઇને બેસશે. તેને તાહરી સામે ઉશકેરનાર હું છેઉં. તે માહરૂં હથીઆર છે, અરે! મેં પોતે તેને પૈસા આપીને તાહરી ખસ્તે ખુવ્હારી કરવા રોકેલો છે. હા, એ દિવસને માટે તો હું જીવુંછ. કીનાને માટેજ હું જેલમાંથી છુટયા પછીથી કે જ્યાં તો ખરેખર તું જવો જોઇતો હતો, આ દુન્યામાં દમ ભરૂંછ."

"મોનીકા——" તે કગલીને કાંઈ બોલવાનો યત્ન કરવા ગયો. પણ એક શયતાન્યત હસતું ગોયા તે વચમાં હસી.

"હા. માહરા કાલાવાલા કર—માહરી આજુજી કર—માહરૂં પગ પાણી કર," તેણી ઝનુનથી બરાડી, "જેમ એક વખત તેં કરી જોયલું છે તેમ પાછું કર. તે વખતે મેં સમજ્યું હતું, મગર આજે માહરા કાન બેહેરા છે. તાહરા જેવા એક કરતુકી ઠગારાને હું ધીકકારથીજ સમજવા ના પાડુંછ, ચાલ નિકળ અહીંથી, તાહરૂં કીધું તું ભોગવ." તેણીએ દમામથી દરવાજા તરફ આંગળી બતાવી અને એક ફટકાવી કાઢેલાં કુત્રાં મિસાલ ભિંતમાં ભરાનો છુપાતો તે ત્યાંથી ચાલી ગયો!

# પ્રકરણ ૨૦.

તે ઝડપથી હવે અંધારા થતા જતા રૂમમાં એનેટના ગયા પછી મોનીકા એકલી વિચારમાં બેઠી. એનેટ સાથની તપાતપીમાં જે ઉશકેરાતે તેણી ઉપર એકદમ ગલબો કર્યો હતો તે ધીરે ધીરે ઉતરી જવા લાગો.

પુરતી શાંત થતાં તેણીએ દિવા સળગાવવાને નોકરને તેડી હુકમ કરયો. નોકર તે રૂમમાંની બતીઓ સળગાવીને ગયાને ઝાઝો વાર ગયો નહી, તેટલાં તે રૂમનું બારણું પાછું ઉઘડયું, અને અંદર કોઈ ઝડપથી મગર ચુપચાપ દાખલ થયું.

તે કોણ આવ્યું હતું તે જોવા મોનીકા તે તરફ ફરી. તેણીએ કોઇ નોકર પાછો આવ્યો હશે એવી ઉમીદ કરી હતી, મગર તેને બદલે યુસ્ટેસ નોરલેંડનો સિધો, કદાવર આકાર તેની સાંમે ખડો રહેલો તેણીએ જોયો.

અજાયબીની એક બુમ સાથ તેણી ચમકી ઉઠી.

"તમે?" તેણીએ હરણફાર પુછ્યું, "તમે જીવતા?"

"હા. હું જીવતો છું," તેણે ટકોરથી જવાબ કર્યો, "હું દિલગીર છું કે તમારા પ્લાનમાં હું ખલલ કરવા જીવતો છું. હું ધારૂંછ કે તમે માહરાં વિધવા છેવ? ખરૂંની?"

મોનીકાએ પોતાનો ચેહેરો બેજાલતનો માર્યો પોતાના હાથો વતી ઢાંકી દીધો, અને ખુરશી ઉપર પાછી બેસી પડી.

લૉર્ડ હેઝલઉડ તેણીને ટીકતો ચુપ ઉભો.

"તમે ઘણાં ચાલાક છેવ," તેણેજ આખરે કહયું, "માહરા નામ સાથ કાંઈ અઘટીત નિંદા લોકમાં થાય તે જોવા હું રાજી નથી. નિંદાની જીભલીઓના મોંઢામાં માહરૂં કીમતી નામ રમે તે હું ધીકકારૂંછ. તેથી, હું અર્જ કરૂંછ કે આપણે કાંઇ મનમાનતી ગોથવણ ઉપર આવ્યે તેટલો વખત તમે એવી રીતે વર્તજો કે કોઇને ચાવાચીવી કરવાનું કામ રહે નહીં. અલબતાં, આ મકાંન જેમ બને એમ જલદીજ તમે છોડી જાવ એવું જોવા હું રાજી થવશ તેમજ તેવી ગોથવણ બનતી ઉતાવલે કરશ. તેટલાં કૃપા કરી માહરાં ઘરડાં માશીજી આગલ જાવ ને માહરા જીવતા

હોવાના અને અત્રે પાછા ફરવાના શુભ સમાચાર તેવણને આપો. મગર સંભાળજો, તેવણને ઓચીંત કહી અજાયબીથી હડબડાવી મારતાં ના. તેવણ ઘણાં નબલી દેહના છે, તે કદાચ તમે જો એકાએક કહેશો તો નહીં જોવા જેવું પરીણામ નિપજાવશે. મેહેરબાની કરી સમજાવજો કે ટ્રેનના તે ભયંકર અકસમાતમાં હું માર્યો જતાં સેહેજે બચી ગયો હતો અને તે પછી માસો તુલીક ઝેરી તાવનો સખ્ત ભોગ થવાથી, અને અમેરીકાની અદરના ભાગોમાં આવેલા અજ્ઞાન ને બીન કેળવાયલા રેડ ઇન્ડીયન્સોની સારવારમાં હોવાથી હું લખી કે લખાવી શકયો ન હતો કે હું જીવતો છું.

ત્યાર પછી માહરી રજા વગર તમે આ ઘર છોડી ના જતાં, તમે તેમ કરવા મને બંધાયલાં છેવ."

તે અવાજમાં હુકમનો જોશ સમાયલો હતો. મોનીકા ચુપચાપ તેને તાબે થવા ઉઠી. તેણી મોહોત જેવી ફીકકી હતી. તેણી આંખો આંસુઓથી તર હતી કે જે ખલાશી લઈ શકયાં ન હતાં.

"તમે મને પુછતા બી નથી કે કાંય યા શું મતલબને વાસ્તે મેં આવો ભયંકર ઠાગો કીધોછ?" તેણીએ ધીમેથી પ્રશ્ન કર્યો. શરમિંદગીથી તેણીના રૂખશારાઓ બધા ધમધમી રહયા હતા. તેણીની નજર નિચે ઝુમી પડી. જે માણસને દુન્યાની નજરમાં પોતાના ભરથાર તરીકે ઓળખાવવાને તેણીએ સંકેત રચ્યો હતો તે સાંમે તે નજર મિલાવી જોઈ શકતી ન હતી.

"હું તે જાણવા ચાહાતો નથી," તેણે ઠંડાઈથી કહયું, "મગર હું તે અટકલી શકુંછ. તમે રખડતાં, વાખાના મારેલાં હતાં, એટલે આય વેશ તે સલામત ને સેહેલો ધારી લીધો હશે. આપણે એ બાબદ કાંઈ વાદવિવાદજ ન કરીશું, જો તમે ઇચ્છતાં હશો તો."

"તમે ધારોછ તે—" તેણીએ કલવાઇને કહયું.

"શ-શ! તમે મુગાંજ રહો. મને કાંઇ પણ જાણવાની તુંબા નથી," લૉર્ડ હેઝલવુડે ઠરાવથી કહયું, અને બારણા તરફ આંગળી કરી વધાર્યું, "જાવ. મેં કહયું તેમ કરો!"

મોનીકા કાંઈ સમજાવવાની કોશીશ હજી બી કરી જોવા ગઇ મગર યુસ્ટેસ નોરસેંડ, લૉર્ડ હેઝલવુડે તેણીનું કાંઈ સમજવા સાફ ના પાડી.

તેથી, દુઃખે દિલે ને ભારી જીગરે તે ગઈ.

યુસ્ટેસના માશીએ યુસ્ટેસના જીવતા હોવાની ખબર આશા રાખી શકાય તે કરતાં વધારે સારી રીતે સમજી. હરખના આંસુઓની એક ધારા એઅટકાવ તેવણુની જઈફ ચશમોમાંથી નિકલી પડી.

"શુંકરાના તે કિરતારના!" તે ડોસાંએ ખરાં દિલથી પરવરદીગારનો હેશાંન માનતાં કહયું, "દિકરી એ સમજી હું નેહાયત ખુશી થઈછ. ને તું બી ખુશી ને સુખીજ થઇ હશે, નહીં? તું એને ઘણો ચાહેછ, હું જાણુંછ, શર્મા ના. એમાં શરમાવાનું શું છે? તું છેજ એવી ખુબસુરત ને મીઠા સ્વભાવની કે તને કોઈ બી મર્દ ચાહયા વગર રહેજ નહીં. યુસ્ટેસ દીકરાનો પણ તાહરી પર અનહદ પ્યાર છે. તમને સુખી જોઈ, તમારાં બચ્ચાં કચ્ચાંને રમાડી હવે હું સુખીજ મોહોતે મરશ."

મોનીકાએ ધ્રુજતાં અંગે તે બધું સમજ્યું, તે ડોસી કેવા અંધારામાં હતી. તે તો મોનીકાને યુસ્ટેસની હકદાર મોહરદાર માનતી હતી. તેણી ઉપર તેવણુને હદ બાહારની પ્રિત હતી. અને હવે! હવે તેવણુને છોડી જતાં તેવણુને પણ કેવું લાગશે? તે બિચારાં, ખરી વાતની ખબર થતાં, કેવાં આજોરદે થશે?

"હું યુસ્ટેસને ઉપર મોકલાઉંછ," તેણીએ કહયું.

"હા. દીકરી મોકલ" ડાવેજર લેડી હેઝલઉડે જવાબ કર્યો.

મોનીકા યુસ્ટેસ આગળ પાછી ફરી.

"કેમ? માહરાં માશીએ માહરા પાછા આવવાની ખબર કેમ લીધી?" તેણે પુછયું.

"ઘણીજ ઠીક રીતે," મોનીકાએ કહયું, "તેવણુ તમને મળવા માંગેછ."

"ઠીક છે. હું એવણ આગલ જાઉંછ," લૉર્ડ હેઝલઉડે કહયું, અને તે રૂમ છોડી જવા બારણા તરફ ચાલ્યો.

"તમે અહીંજ થોભજો," પાછળ ફરી જોતાં મોનીકાને પોતા પાછલ આવતી જોઇ તેણે કહયું.

"હું તમારી પાછળ આવતી નથી," મોનીકાએ જવાબ કર્યો, "હું માહરા રૂમમાં જવા માંગુછ."

"હું પાછો ફરૂં ત્યાં વેર તમે અહીંજ નહીં થોભો?" તેણે વધારે ઠંડાઇથી કહયું, "કે આપણે શું કરવું તેની ગોઠવણ કર્યે. ત્યાર પછી હું ઘડી ઘડી તમને મળવા માગતો નથી."

"ઑલ રાઇટ. હું અહીંજ બેસુંછ." તેણીએ જવાબ કર્યો, અને તે રૂમમાંની એક ખુરશી ઉપર બેઠી.

---

## પ્રકરણ ૨૧.

મોનીકા સ્ટીન તે કમનસીબ ઓરત ખુરશી ઉપર બેઠી બેઠી વિચારમાં પડી.

એ આ બધું શું મોઝેજબ સમ બની ગયું ?

એનેટને કચડી નાંખવા તેણીએ જીવ ઉપર જબરી કરી લેડી હેઝલઉડનો વેશ ધારણ કર્યો, એનેટને પજવ્યો, પોતાની ધારણા મુજબ તેની ઉપર વેર વરસાવવાનું કામ આરંભ્યું, તે મોટે અંશે ફત્તેહમંદ પાર બી ઉતાર્યું. અને આ શું બન્યું? યુસ્ટેસ નોરલેંડ, લૉર્ડ હેઝલઉડ કે જેની તે વિધવામાં ખપતી હતી તે ગોયા મુવેલો જીવતો થયો. એક ક્ષણ માત્ર પણ એવો ખ્યાલ યા વમાસણ તો તેણીએ કર્યુંજ ન હતું કે યુસ્ટેસ નોરલેંડ જીવતો પાછો ફુટી નિકળશે. તેના મરણની ખબર એટલી તો ચોકકસ ને પકકી તેણીએ માની હતી કે તેવો વિચાર લાવવાનું કેવળ અશકય તેણી માટે થઇ પડયું હતું.

તેના ઠંડા અને મુગા ધીકકારથી તે ધ્રુજી ગઇ. તેના શબ્દોમાં સમાયલા તીરસ્કારથી તેણીનું જીગર શર્મ ને નાંમોશીથી ખાખ રાખ થઈ ગયું! અરે! કેવો તેને ફીટકારથી ધીકકારતો હતો?

તેના પાછા આવવાની રાહા દેખતી તે બેઠી. જો કે તે જલદીજ પાછો ફર્યો, મગર તે ટુંક વખત પણ તેણીને હદ વિનાનો લાંબો લાગ્યો.

તેણે પોતા પાછળ બારણું અંદરથી બંધ કર્યું, અને સગડી નજદીક આવી તે ઉભો. મોનીકાએ એક ઝડપી બાહીકણ નજરે જોયું કે

તેના ચેહેરા ઉપરનો તીરસ્કારનો ઓળો ઘણે દરજ્જે ઉતરી ગયો હતો. તેની આંખોમાં નરમાશ પ્રકાશ લેતી હતી. તેનો કરડો ઠંડો સ્વભાવ ફેરવાયલો હતો.

તે ચુપ ઉભો, તે ચુપકીદી બાપડી મોનીકા માટે અસહય હતી. મોનીકાએજ તે તોડી.

"તમારા માશીજીએ માહરે માટે શું કહયું?" તેણીએ અટકી અટકીને પુછ્યું.

"હું જોઉંછ કે એવી કાંઈ ચીઝ છે ખરી કે જે માટે માહરે તમારો આભાર માનવો જોઇએ," તેણે કહયું, "તમે માહરાં માશી સાથ ઘણી માયાથી વરત્યાંછ. તમે તેવણને ઘણાંજ ગમોછ."

"હું તેવણને ગમુંછ," મોનીકાએ મગરૂરીથી રાજી થઈ પુછયું, "તેવણે શું કહયું?"

"મેં તેવણને કાંઈ કહયું નથી," તેણે ટુંકમાં ડહામ્યું, "મેં જોયું કે તેવણ તમારે માટે ઘણી પ્રિતી ધરાવેછ; અને હું બીહુંછ કે જો તેવણની આવી સીરીયસ બિમારીના વખતમાં જો તમો તેવણને છોડી જશો તો તેવણ નારાજ ને દુ:ખી થશે; કદાચ તેવણની તબ્યત, તેથી, જાસ્તી બી બગડવા પાંમશે. તેથી," તેણે જરા અટકીને આગળ ચલાવ્યું, "મેં એવો ઠરાવ કર્યોછ કે હાલ તુરત આય તમારી ઠગાઈ ચાલુજ રાખવી."

"તમે એમ કહેવા માંગોછ—કે માહરે અંહી રહેવું?" મોનીકાએ લાલ થતાં પુછ્યું.

"હા."

"ઓ નહીં. માહરાથી તે નહી બનશે," તેણીએ ઝડપથી કહયું.

"તમારે તેમ કરવુંજ જોઇશે. માહરા માશીજીને ખાતર તેમ કરવાની તમારી ફરજ છે," યુસ્ટેસે ઠંડાઇથી કહયું, "તમારે યાદ રાખવું જોઇએ કે આય બધુ જે થયુંછ ને થાયછ તેના મુળ તમેજ છો, ને નહીં કે અમે. તમે ઠગાઈ કરીછ, અમે નહીં. તમે માહરા વિધવા તરીકે માહરા માશીને હસ્તક રહયાંછ, તેવણની દીલશોઝી ને પ્રિતી મેળવીછ, અને તેથી તમારે જાણવું જોઇએ કે જો તમે ચાલી જશો તો ખરૂં જાણતાં એવણ શૉક ખાઇ જશે, ને કદાચ તે શૉક કારી નિવડશે. તમે એક વર્ષ ઉપર જ્યારે આ ઠગાઇ ભારે કુશળતાથી લઇ ચલાવીછ તો હવે જરા જીયાદા

જારી રાખો. તમે જે લોકને છેતર્યાંછ, નાહક હેરાંન કર્યાછ. તને ખાતર તેમ કરવાની તમારી ફર્જ છે."

"ત્યારે હું શું કરૂં ?" મોનીકાએ અસ્થિર મને ધીમાં સ્વરે પુછયું.

"ફકત તમે હાલમાં જેમ રહયાંછ તેમ અહીં રહેવ. માહરાં બિમાર માશીની તકેદારી રાખો, જાહેરમાં દેખાવ હવે ના દેતાં, અને તેટલા વખતમાં હું તમારાં ભવિશ માટે કાંઈ ગોઠવણ કરવાનો મનસુબો કરૂંછ. માહરાં માશી પ્રત્યે તમે જે મમતા બતાવીછ તેના અવેજમાં હું તમને એક ન્હાનું વાર્ષીક અલવન્સ બાંધી આપશ."

"મને તમારા પૈસા જોઇતા નથી. તમે કેમ મને એમ બોલી શકોછ?" તે કગળી પડી, "અરે! તમે સમજી શકતા કેમ નથી. હું તમને ખુલાસો આપવા ઇચ્છુંછ."

"માહરે તમારૂં કાંઇજ સમજવું નથી," યુસ્ટેસે જવાબ દીધો.

"તમે ઘણા ઘાતકી બનોછ," તેણી બોલી.

યુસ્ટેસે એક પળ તેણી સામું ઠંડાઇથી જોયું પછી પીઠ ફેરવી તે ઓરડો એક બી બોલ વધુ બોલ્યા વગર તે છોડી ગયો.

## પ્રકરણ ૨૨.

હડધુત અને અપમાન પામેલો એનેટ ગીઅરસન મન મગજની જબરી ઉશકેરાયલી સ્થિતી વચ્ચે પોતાને ઘરં નાશીપાશ નામુરાદ દિલે પાછો ફર્યો.

તેણે બાંધેલા બધા હવામાના કીલ્લાઓ ગોસમોરડું થઈ ગયા હતા. મોનીકા સ્ટીનને તે પોતાની એક મિત્ર અને ખયરખવાહ જાણતો ને માનતો હતો. તે તો તેની એક અફલાતુન વેરસી નિકળી. તેનું નિકંદન કાઢી નાખવા માટે કીનાથી ટવળતી તે અબળા પ્રગટ પડી. તે તો બાપડો એમજ મનમાં મલીદા જમતો હતો કે મોનીકા સ્ટીનને હજી તેની દરકાર હતી; તેણીનો એક વારનો સાબુત પ્યાર હજી બી તેણીના નમ્ર જીગરમાં જગ્યા રોકતો હતો. મગર આ શું? તેના મોટા અફસોસ ને જબરી નાઉમેદી

વચ્ચે તેણે જોયું, કે મોનીકા સ્ટીન તેના લોહીનીજ તરસી હતી. તેણે જે જાલેમ દગો એકવાર તેણી સાથ રમ્યો હતો તેનો ઇન્તેકામ લેવા તે ટળવળતી હતી;—તેની એક કટ્ટી અને જબરદસ્ત દુશમન બની હતી!

એનેટે હવે જાણ્યું કે પેલા દગારા નાણાં કઢાઉ લુચ્છાના બાતેનમાં બી તેજ કામ કરતી હતી. તેણીએજ તેને ઉભો કર્યો હતો, ભણાવ્યો હતો, અને તેને જગની નજરમાં રૂશવા કરવા અને જીંદગીથી ઉખેડી નાંખવા ખાસ રોકયો હતો. તે તેણી પાસ મદદ માંગતો તેની દિલશોઝી ખેંચવા ગયો હતો, જ્યારે તે બધો વખત તો તે કીનાખોર અબળા તેની સત્યાનાશીનું સાધણ શોધતી, તેના નાશમાં મૉજ મેળવતી એક કીનાખોર કરપીણ હતી.

ત્યારે હવે તે કમબખ્ત કંગાળ જવાંન કોણની સહાયતા ચાહતો જાય? કોણની મદદ માંગે?

નાઉમેદીનું એક સખ્ત દચકલું તે મોટા મહેલ જેવા મકાંનના પગથ્યાંઓ ચઢતાં તેણે બડી મુશકેલીથી અટકાવ્યું. ગલેડકોમ્બ હૉલનો તે માલેક કહેવાતો હતો, એમ વિચારતાં તે ધીકકારથી પોતાના મન સાથ હસ્યો. અરે! એ તેની કેવી ઘાતકી મશકેરી કરતો ખ્યાલ હતો? તે હૉલમાંના નોકરોનો હાલ તેના કરતાં તો ઘણેક દરજ્જે સારો ને સંતોષકારક હતો, કેમકે તે લોકને પણ દર માસે બાંધેલો મુસારો ચાલુ મળતો હતો; જ્યારે એનેટને તો પોતાના સસરાની મેહેરબાંની અને ફાંટા ઉપર જીવવાનું હતું.

તે પોતાના રૂમમાં ગયો, અને પોતાના હાથમાંની હૅટ એક સ્ટેંડ ઉપર ફેંકી, સઘડી નજદીક એક ખુરશી ખેંચી તે ઉપર ગમગીન દિસે પોતાના ઓશયાલા અવતાર ઉપર અફસોસ કરતો તે ગોઠવાયો.

જરા વારમાં બારણાં ઉપર કોઇના નરમ ટકોરા પડયા, અને તેની મોહરદાર નેટા અંદર દોડી આવી.

"ઓ! તું અહીં છે કે, એનેટ?" તેણીએ અંદર આવી એનેટના ખભાં ઉપર વ્હાલથી હાથ મેલી માયાથી કહયું.

"હા. કેમ કાંઈ કામ છે? માહરી જરૂર છે?" એનેટે તેણીની હાજરીથી સેહેજ કચવાઈ પુછ્યું.

"હા. હું તને મળવા માંગતી'તી. પપાએ મને કહયું—ગુસ્સો ના કરતો, ડીયર!—કે તેવણ આગલ તું બોલ્યો કે તને પૈસાની તાણ છે.

મને એ સમજીને ઘણું લાગું ડીયર કે તુંને એમ બોલવું પડેછ. આપણી પાસ ખુદાનું આપેલું જ્યારે આટલું બધું છે તો એ વાજબી નથી. પણ તું જાણેછ તો ખરો કે પપા ડીયર પૈસાની બાબદમાં કેવા સખ્ત રીતીથી કામ લેનારા છે. તેવણ આપણા બધા બિલો આપેછ, તે માટે સહેજ બી તેવણ બબડતા નથી. પણ, તેથી, જાસ્તી કાંઇ આપવાની જરૂર એવણ જોઇ શકતા નથી. બેશક, બેનેટ ડીયર, એ જરા દિલગીરી ભર્યું છે, મગર માહરૂં જે કાંઈ છે તે તાહરૂંજ છે. ડીયર, તેથી, હું માહરી ચૅકબુક માહરી સાથે લઇ આવીછ. લે આય, એ પરના ચૅકો બધા સહી કીધેલા છે."

બેનેટે ચૅકબુક પોતાની ધણીઆણીના હાથમાંથી આતુર દિલે પકડી લીધી; અને ઉપકારના થોડાક શબ્દો બબડયો.

"નહી, નહીં, ડીયર. એમાં ઠેંકસ જેવું શું છે? માહરૂં તે કાંઈ પરાયું છે? તે તાહરૂંજ છે." નેટાએ નરમાશથી કહયું, અને વાંકી વલી પોતાના પ્યારા પતિને હેતથી બકી કીઠી.

"હું દિલગીર છું કે હું તાહરી સાથ છેલ્લું કેટલુંક થયું જરા ઉંચ મોંઢે રહી," તેણી બબડી, "પણ મને લાગું—હું કહું ડીયર મને શું લાગું તે?"

બેનેટે ડોકું હલાવી હા પાડી.

"હું લેડી હેઝલઉડ માટે જરા અદેખી પડી હતી?" તેણી પોતાનું નાજુક સર તેની છાતીમાં છુપાવી દેતાં બોલી.

બેનેટ કડવાસથી હસ્યો.

"તેણી માટે અદેખી?" તેણે સવાલ કર્યો, "કારણ?"

"હા, શું તે માહરી મુર્ખાઈ હતી," નેટાએ ધીમેથી પુછ્યું, "શું તે તને ઘણી ગમતી નથી?"

"હું તેને ધીકકારૂંછ!" તેણે એટલાં તો ઝનુનથી તે કહ્યું કે તેની ધણીઆણી ચમકી બે દગલાં પાછળ હઠી ગઇ; અને પોતાના પતિને અજાયબીથી જોવા પડી. જરા વાર રહી એક બોલ બી જાસ્તી બોલ્યા વગર તે બેનેટનો રૂમ છોડી ગઇ.

તેણીના જવા પછી બેનેટ ઉતાવલે તે ચૅક બુક જોવા પડયો. તેના પુઠાં ઉપર ખાતાંમાં જમા કરેલી રકમોની નોંધ કરી હતી. તેણે તેનો

સરવાળો લીધો. તે પુરેપુરા ૩૦૦ પાંઉડથી ઓછો ઉતર્યો. નાશીપાશીની એક સખ્ત હાય સાથ તેણે તે ચૅક બુક બાજુ ફેંકી; અને પોતાનું મોઢું પોતાના હાથોમાં છુપાવી દઈ તે દુઃખના ડચકલાં ખાવા પડયો!

## પ્રકરણ ૨૩.

પેલા બદમાસ ઠુટારાનો કમબખ્ત દિવસ ઝપાટામાં આવી ઉભો, અને પૈસા તૈયાર નહી હતા. એનેટે પાંનસો પાઉંડ મેળવવાના વલખાં તો મારી જોયાં, મગર તે કેમે કરીને એટલા મેળવી શકયો નહીં.

તેનો પહરોણો તો ટાઇમસર આવી ઉભો.

"કેમ, સાહેબ, શું ખબર છે?" તેણે પુછ્યું, "તૈયાર છે કે?"

"પુરા તો નથી," તેના કંગાળ શિકારે રકમસ સાદે કહયું, "પણ જો તમે મને જાસ્તી વખત—"

"જોઉં કેટલા છે?" પેલાએ કહયું.
એનેટે બૅન્ક નોટોનું બંડલ તેની આગલ કર્યું.

"લગભગ એક સો પાઉંડ કમી છે," પેલાએ તે ગણી ખીસામાં સેરવતાં તરારો કર્યો.

"હા."

"તેનું કારણ?" પેલાએ નફરતથી પુછ્યું.

"હું નથી મેળવી શકયો!"

"શયતાનનો હવાલો તમને ને તમારા નહીં મેલવી શકવાના ઢોંગને? તમે શું એમ સમજોછ કે એ હું લઈ ચલાવશ? જરરા બી નહી!"

"તમને જરા જરા કરતાં નવસો પાંઉડ તો મેં આપ્યા," એનેટે જરા હીંમત એકઠી કરી દમ કસ્યો, "તે શું હજી થોડા છે?"

"હાસ્તો?"

"જરા બી નહીં. માહરા વિચાર મુજબ તો પુરતા છે."

"હું કહુંછ કે બિલકુલ નહીં," પેલાએ ગુસ્સાથી બાંગ મારી, "એક હજાર પાંઉડ બી પુરતા નથી—જરા બી નથી. મને બધા મળીને પંદરસો જોઇશે, જે પછી દર વરસે ૩૦૦ પાંઉડનું વરસાન તમારે મને આપવું પડશે."

"તે માહરાથી નહીં બનશે. તમે એમ તો જાસ્તી ને જાસ્તીજ માંગ્યા જશો. તમે માહરો નાશ કરી નાંખશો." એનેટે આજીજીથી કહ્યું.

"ખચ્ચીતજ હું તેમ કરશ." પેલાએ ઠંડો પ્રતિઉત્તર આપ્યો, "પણ ધીમે, ઉતાવળની જરૂર નથી."

"નહીં, ત્યારે છેલ્લે કે પેહેલે એમજ છે તો માહરો ફેજ હમણાજ તમે નકકી કરી દેવ," એનેટે એકાએક કહયું, "જાવ, તમારો જીવ ચાહે તેમ, માહરો નાશ કરી નાંખો."

"તમે બોલ્યા તો ખરા મગર તે ખરાંપણાંમાં શું છે તે તમે સમજોછ કે, ગવરનર?" પેલાએ ધીમેથી પુછયું, "તમારૂં નામ એક ચોર તરીકે છાપે છાપે લખાશે, ને તે બી તમારા ચોરી કરતા આબાદ ફોટા સાથે. તમે માહરી માંગણી ના કબુલ કરો કે પછી આવતી કાલનાજ અંકમાં તમે તેનો અંજામ જોઈ લેજો."

"ઠીક છે. તેની મને દરકાર નથી," એનેટે ઠરાવથી કહયું.

"એ માટે એક દિવસ હું તમને વિચાર કરવા આપુંછ." પેલાએ કહયું. શિકાર હાથથી છટકતો હતો એમ જોઈ તેણે નાંખતી કરવાનું વાજબી વિચાર્યું.

"તમારી મેહેરબાંની માટે ઉપકાર માનુંછ. પણ મને તેની જરૂર નથી." એનેટે બેપરવાહીથી કહયું, "તમારાથી થાય તે તમે કરી લેવ. જાવ અને જઇને કહેવ તમને જે બાઇએ ભાડે રાખ્યાછ તેને કે તેણી જીતી છે. તેણીએ મને ખુવ્હાર કીધો છે. જાવ, તેણીને જઇને કહેવ કે તેણીએ પોતાનો કીનો લીધો છે. અને પછી તમારે ગમે તેમ આખા શેહેરમા દાળી પીટાવો કે એનેટ ગીઅરસન, લૉર્ડ લીન્લેનો જમાઈ, એક નિચ ચોર છે."

એનેટ ઉપલું બોલી ચાદર જેવા ફીકકે ચેહેરે અને આંખમાં કાંઈ અજબ જાતના ચળકાત સાથ તે રૂમમાંથી ઉશકેરાયલે હાલે બહાર દોડી ગયો; અને તેને ધુતવા આવનાર પેલો ઠગારો બદમાશ તેની તે વર્તણુકથી સખ્ત હયરત થતો ત્યાંથી દાંયબાંય થઈ ગયો.

એનેટ સિધ્ધો પોતાના રૂમમાં દોડયો, અને અંદર ભરાઇ બારણું મજબુત બંધ કર્યું. તે એક કબાટ આગળ ગયો. તે ખોલી તેમાનું એક ન્હાનું ખાણું ઉઘાડયું અને અંદરથી એક ન્હાની રીવૉલવર ખેંચી કાઢી. તેની બધી ચેમ્બરસો ભરેલી હતી કે નહી તે તેણે ત્યાર પછી બારીકીથી તપાસી. અને તે ભરેલી હોવાની ખાત્રી કરી તેણે તે પોતાના કોટના ખીસાંમાં મુકી.

"એજ એકલો રસ્તો છે," તે બબડયો, "માહરી ઇજ્જતની બરબાદી થતી હું માહરી નજરે જોઇ શકનાર નથી. લૉર્ડ લીન્સે અને નેટા ઉપર બધું ખરૂં એક કાગળ મારફતે લખું, અને પછી—" તે એક વિચિત્ર હસવું હસતાં બોલ્યો, "અને પછી એક શૉટ એ દદા માટે છે, ને બિજો માહરે વાસ્તે! બસ તમામ!" તે પોતાના દાંતો પીસીને મકકમ પગલે પોતાના રૂમમાંથી બાહાર નિકલ્યો.

## પ્રકરણ ૨૪.

મોનીકા ડ્રોઇંગ રૂમમાં બેઠી હતી. અંધારૂં થવાનું શુરૂ થઇ ચુકયું હતું. એક નોકર તે રૂમમાની બત્તો તુરતનોજ સલગાવી ગયો હતો; પણ મોનીકાએ તે ઝાંખી ખાસ રખાવી હતી. તેણી સગડા નજદીક તેના ઉજાશમાં બેઠી હતી. તે રૂમમાંની બારીઓ અરધી ખુલ્લી હતી જેમાંથી ઝાંખા થતાં જતા દિવસનો ઉજાશ અંદર ડોકયું કરતો હતો.

લૉર્ડ હેઝલઉડ આ ટાઇમ પોતાના માશીની સંગતમાં તેવણના રૂમમાં ગુજારતો હતો, તેથી, મોનીકા તેના પાછા ફરવાની ટગર કરતી એખલીજ તે રૂમમાં બેઠી હતી.

પોતાનો કહેવાતો ભરથાર મુવેલો જીવતો થયા પછીનો બધો વખત તેણીએ સખ્ત બેકરારી અને કંગાલ્યતમાં મનમગજની જબરી વેદના વચ્ચે ગુજાર્યો હતો. શરમિંદગીથી તેણી જળીને ખાખ રાખ થઇ જતી હતી. યુસ્ટેસના કરડા ચેહેરા ઉપર નજર ઉઠાવી જોવાનુંજ તેણી માટે અસાધારણ કઠણ થઇ પડયું હતું. તેણી, તેથી, તેનાથી દુરને દુર ન્હાસતી

ફરતી હતી. તેઓ વચ્ચે ઝાઝી મુલાકાત, પેહેલા દિવસ પછી, થવા પામી ન હતી.

મોનીકા ડાવેજર લેડી હેઝલઉડની ખીદમત અને સારવારમાં આખો દિવસ મશગુલ રહેતી હતી. જેવો લૉર્ડ હેઝલઉડનો તેવણુ આગલ આવવાનો ટાઇમ થતો કે તેણી રૂમમાંથી સટકી જતી; અને જેવો તે પોતાના માશીને મળી બહાર નિકળતો કે પછી તુરત તે રૂમમાં ભરાઈ બેસતી. લૉર્ડ હેઝલઉડ બી ઘણો ભાગ ઘરની બાહરનો બાહરજ રહેતો હતો.

તે અબળા ઘણી કંગાલ હદ સુધીની અસુખી હતી. તેણીએ બેનેટ ઉપર લીધેલા વેરનો ખ્યાલ પણ તેણીને શંતોષ આપતો નહી હતો. તેણી હજી બી બેનેટના દગાને વાસ્તે મનમાં ઘણી ખભડતી હતી, મંગર તેમ છતાં પણ તેણી એવું ઇચ્છતી હતી કે તે માટે તેને શીક્ષા કરવાનું કામ પણ તેણીએ આરંભ્યુજ ન હતે તો બેહતર થતે. કીનો લેવાનું કામ મોકફજ રાખ્યું હતે તો ઠીક થતે એમ તે અબળા વમાસતી હતી.

"કદાચ, હું એને માંફ કરી શકતે," તેણી પોતાના મનશે પટપટી; મગર તે આખો વાકય તેણીએ પુરો કર્યો નહીં. તેણી વમાંસણમાં પડી. તેણીના ખોલામાં બેનેટ ઉપર તેણીએ તુરતનુંજ લખેલું એક કાગળ પડેલું હતું, જે તે સઘડીના ઉજાશમાં તેણીએ આંખ તાણીને પાછું નીચે અનુસાર વાંચ્યું.

"તું માહરી સાથ ઘણી ઘાટકી રીતે અને દગાથી ભરપુર વર્તગો છે. માહરી જુવાંન જીંદગીની શુરૂઆતમાંજ તે ખીલતી જીંદગીનો તેં નાસ કર્યો છે, પણ તેમ છતાં બી કદાચ તને હેરાન કરવામાં હું ગેરવાજબી હોવશ. ગમે તેમ હોય મગર મેં તને વધારે હેરાન કરવો આજથી અખાડા કર્યો છે. હું તને છુટો કરૂં છું. જે માણસ તને દબરાવતો આવે છે, અને તાહરી પાસ જાસ્તીથી નાણાં કઢાવે છે તે માહરોજ શીખવેલો માહરો એક ઓલખીતો એકટર છે. જે નાણાં તે તાહરી પાસ લઈ આવ્યો છે તે હું કોઇ સખાવતમાં આપી દેવશ. તાહરો ફોટો, કે જેથી તું ઘણો બીહીધો છે તે તમામ બનાવતી ઉભો કરેલો છે. તેં બ્રેસલેટ ચોરેલી તે વખતે કાંઈ ફોટોગ્રાફ લેવામાં આવ્યોજ ન હતો; પણ તાહરો ને કબાટનો પાછલથી છુટો છુટો ફોટો લઈ એક કરવામાં આવ્યો હતો. તને હેરાંન કરવાની મકસદને ખાતર મેં તેમ કરાવ્યું હતું.

તું હવે છુટો છે. તાહરે ગમે તેમ બેધડક ફર, હું આંગલી બી

તાહરી વિરૂદ્ધ ઉંચકનાર નથી. ખરૂં કહુંછ, તને હેરાંન કરવા મેં જે કીમત આપીછ તેટલાંને પણ લાયકનો તું નથી.—**એમ. એસ.**"

આવું તે પત્ર હતું, જે મોનીકાએ એક વખત ફરીથી વાંચ્યું; પછી ઉઠી લખવાની ટેબલ આગળ ગઇ. એજ વખતે તે રૂમની બાહાર આવેલા બાગમાં એનેટ ગીઅરસન ખુની કસદ સાથ હાથમાં રીવૅાલવર લઇ તે રૂમની એક બારી આગળ આવ્યો. તેણે ફીકકે ચેહેરે કાચમાંથી અંદર ડોકાવ્યું.

મોનીકા ટેબલ નજદીક ઉભી હતી. તેણીએ એક ખાણું ખોલી અંદરથી એનવલ્પ કાઢયું, તેમાં પેલું પત્ર ઘડી વાલી મુકયું; અને તે ઉપર શરનામું કરવા સારૂ જાસ્તી ઉજાશ મેળવવા ટેબલ ઉપર મુકેલું લેમ્પ તેણીએ ઓસ્પયું

તેજ વખતે ચુસ્ટેસ નોરલેંડ તે રૂમમાં દાખલ થયો, અને સાથ સાથ તેજ વખ્ત એક જબરદસ્ત પિસ્તોલના ધડાકાથી તે જગો બધી ધમધમી ગઇ. બારીના કાચના ફુર્ચે ફુર્ચા ઉડીને ઓરડામાં આમ તેમ પડયા; અને એક ઘણી ડરામણી ચીસ સાથ મોનીકા સ્ટીન જમીન ઉપર ઢગલો થઇ તુટી પડી!

એનેટે ઉજલે વાખ ચેહેરે અંદર જોયું, અને પછી શંતોષનું એક શયતાન્યત હરવું તે દિવાનાની મીસાલ હસ્યો.

"ઠીક થયું, મેં એ ઠીક કીધું. એનો રસ્તો થઇ ગયો," તે મન સાથ બબડયો, "અને હવે," તેણે પોતાના હોઠો તે વિચારથી એટલા તો જોરમાં કરડયા કે લોહી ઝઝરી રહયું, "અને હવે માહરી વાત!"

---

## પ્રકરણ ૨૫.

લૅાર્ડ હેઝલવુડ મોનીકાને તુટી પડતી બચાવી લેવા વખતસર આવી શકયો નહીં; પણ તુરત તે તેણી આગળ દોડી ગયો અને તેણીને પોતાના હાથોમાં ઉપાડી ગોળી કયાં લાગી હતી તે જોવા પડયો.

મોનીકા તમામ બેસુધ્ધ હતી. તેણીની સુંદર ચશમો બંધ હતી, તેણીના રાતા સોનેરી બાલો વેરવિખેર તેણીનાં ખભાં અને ચેહેરા ઉપર પડયા હતા. તેણીનું સુંદર સર ચુસ્ટેસના હાથોમાં ઝુમી પડેલું હતું.

તેણે તપાસ કરતાં માલુમ પડ્યું કે તેણીને કાંઈજ ઈજા પોંહોંચી ન હતી; અને ત્યાર પછી દિવાલ કે જે મોનીકા ઉભી હતી તેની થોડે છેટે આવેલી હતી તે તરફ જોતાં યુસ્ટેસે ગોળીને અંદર ગોઠવાયલી જોઈ; એટલે તેણે ધાર્યું કે મોનીકાને સેહેજ પણ અલવલ આવી નહતી. તે માત્ર શૉકથીજ બેસુધ્ધ થઈ હતી.

અને ખરેખર તેમજ હતું. કેમકે જરાવારમાં મોનીકા હાલી; અને તેણીએ પોતાની સુંદર આંખો ખોલી: યુસ્ટેસની બાથમાં ખુદને જોઇ તે લજવાઇ ગઈ, આંખો પાછી બંધ કરી દીધી, અને ઉઠવા ગઈ.

"શું છે? શું હું ફેન્ટ મારી ગયલી?" તેણીએ પુછ્યું.

"હું ધારૂંછ કે તમે શૉક ખાઇ ગયલાં," યુસ્ટેસે કહ્યું. "હાલ તુરત તમે નહીં હીલશો તો બેહેતર થશે. કોઇએ બાગમાંથી ગોળી છોડેલી."

"હા, મને યાદ આવ્યું. હું ચમકેલી ખરી; અને જબરદસ્ત ધડાકાથી ધ્રુજીને ભાન વગરની થઇ હોવશ," મોનીકા બોલી, "પણ મને હવે કાંઇ નથી."

"જેમ તમારી મરજી," યુસ્ટેસે ઠંડા અવાજે કહ્યું. મોનીકા એક ન્હાના લપેરા સાથ ઉઠી ઉભી થઈ; અને તેનાથી જરા દુર જઇ ઉભી.

"તમે જરાક બ્રેન્ડી લેવ." લૉર્ડ હેઝલઉડે સુચવ્યું.

મોનીકાએ તે સુચના એક ધીમાં હસવાં સાથ ના મંજુર કરી.

"નહીં. હું હવે તદન સારી કાની છું. કશાં બી સ્ટીમ્યુલંટની હવે મને ગરજ નથી," તેણીએ જવાબ કર્યો.

"ઠીક ત્યારે હું હવે બાગમાં જઇને જોવા માંગુછ કે એ કોણનું કામ હતું," તે બોલ્યો, "એવી ચીઝ કાંઈ લઈ ચલાવાય નહી. તમને કંઇ ખ્યાલ થાયછ કે એ કોણનું કામ હશે?"

મોનીકા જરા લાલ બની અને અચકી.

"હા. હું બીહુંછ કે હું તે જાણુંછ; પણ તે કોણ છે તે કહેવાનું હું વાજબી નથી જોતી," તેણીએ ખુલાશો કર્યો.

"વધારે ભરમો!" લૉર્ડ હેઝલઉડ ધીક્કારથી પટપટ્યો, અને બારણા તરફ ચાલ્યો. તે ત્યાં પુગ્યો નહી તેટલાં મોનીકાના બોલવાનો સાદ તેને સંભલાયો.

"લૉર્ડ હેઝલવુડ?" તેણી ધીમેથી બબડી.

"કેમ?" તેણે ફરીને પુછ્યું.

"તમારી સાથ હું વાત કરવા માંગુછ," મોનીકા તે ઉભો હતો તે તરફ નઝદીક આવી બોલી, "તમે મને કવચીતજ મળોછ, અને માહરે એ કહેવું બી તો જોઇએંજ. હું હવે અહીં રહેવા માંગતી નથી."

"એટલે? તમે શું કહેવા માંગોછ?"

"હું અહીં રહેવા માંગતી નથી," મોનીકા હીંમત એકઠી કરી જરા જાસ્તી મોટા સાદે બોલી "માહરી હાલત બીહીકરાવનારી છે. હું જાણુંછ કે જે મેં કીધુંછ તે ઘણું ખોટું ને ન માફ થઇ શકે તેવું છે, પણ એ શરમિંદગી હું ખમી શકતી નથી. મને કેટલું શીલ થાયછ તેનો તમને ખ્યાલ પણ નથી. તમે મને મળોછ અને ત્યારે જે તરછોડ, ઠંડાપણા ને——" તે જરા ગગલી પડી, પણ બડી મુશકેલીથી પોતાનો જુસ્સો સમાવી તે બોલી, "હવે તમારાં માશી બી ખુદાની દયાથી સારી તંદરેસ્તીમાં છે. તમારા આવ્યા પછીથી એવણની શારીરીક સ્થિતિમાં ઘણો સુધારો થાયછ એટલે હવે જો હું જવશ તો તેવણને ઘણું લાગશે નહી! હું જવા માંગુછ, માહરે જવુંજ જોઇએ," તેણીનો અવાજ છેલ્લા બોલો બોલતાં બહુ મોટો થયો.

"તમે કાંહાં જવાનો વિચાર રાખોછ?"

"મને તે ખબર નથી. મને તેની દરકાર પણ નથી? ક્હે બી. ગમે ત્યાં. ફકત અહીંથી હું જવા માંગુછ."

"થોડો વખત તમે થોભો. તે અરસામાં હું તમારે વાસ્તે કાંઇ ગોઠવણ કરૂં," લૉર્ડ હેઝલવુડ બોલ્યો.

"નહીં." મોનીકા ઠરાવથી વચમાં પડી, "હું થોભી શકતી નથી. માહરે જવુંજ જોઇએ અને હું જઇશ! હું વધુવાર એ ખમી શકવા અશકત છું. જો તમે રજા નહીં આપશો તો તે વગર હું છેવટે જઇશ." તે બારણા તરફ ગઇ.

યુસ્ટેસ જરા વાર ચુપ ઉભો; પછી તેણીને અટકાવતાં બોલ્યો.

"સબર કરો!" તેનો સાદ ઘાડો બન્યો, "એક મિનિટ તમે મને સમજશો?"

મોનીકા અજાયબીથી તેના ભણી ફરી. તેણીએ બારણાનું હેન્ડલ તો બી તો પકડીજ રાખ્યું. પોતાની મનોહર ચશમો અજાયબીથી ઉઠાવી તેણીએ તેના ફેરવાયલા મુખડા ઉપર જોયું.

"હું તમને કાંઇ કહેવા માંગુછ," યુસ્ટેસે ચલાવ્યું. તેના દિલમાં લાગણીઓ બંડ મચાવતી હોય એમ તેના મુશકેલીથી નિકલતાં અસ્થિર શબ્દો ઉપરથી માલમ પડતું હતુ, "મેં એક નિશ્ચય કીધોછ?"

"શું!"

"કે માહરે તમને માહરાં મોહરદાર કરવાં ઠીક થઇ પડશે. આપણે ખાનગીમાં પરણી જઇશું!"

"તમે–માહરી–સાથ–પરણવા માંગોછ?" મોનીકાએ ધીમેથી પુછયું. તેણીની મોહક ચશમો યુસ્ટેસના ચેહેરા ઉપર એક ચિન્તે ઠરી રહી.

"હા," તે તીખાશથી બોલ્યો, "તમે મને તેમ કરવા ગોયા જબરદસ્તીથી વટલાવ્યોછ."

"મેં? તમે કેમ એમ બોલવાની હીંમત કરોછ? મેં તમારે વિષે એવો ખ્યાલ બી કર્યો નથી. જો હું જાણુતે કે તમે જીવતા છેવ તો—"

"હું તેમ કહેવા માંગતો નથી," યુસ્ટેસ વચમાં પડયો, "માહરા બોલવાની મતલબ એવી છે કે જો તમે આ વેશ ધારણ કર્યો ન હતે તો હું માહરા કમનશીબ પ્યારને માહરા દિલમાં દાબી રાખવામાં ફાવતે."

"તમારો કમનશીબ પ્યાર–માહરે માટેનો!" મોનીકાએ અજાયબીથી પડઘો કર્યો.

"કમનશીબ નહીં તો બીજું શું?" તેણે તીખાશથીજ જારી રાખ્યું, "મને માહરૂં ખાનદાનનું મોટું નામ ઘણું વ્હાલું છે. તે એક માનવંત તેમજ કીમતી નામ છે, અને તે ઉપર કોઈ પણ પ્રકારણો અપજશ ઉતરવા પામે તે મને મુદ્દલ પસંદ નથી. એ માહરે માટે બહુ કમનશીબી ભર્યું છે કે માહરા મન મુજબની દુન્યાવર્ણુની જે રૂપસુંદરી પર હું રહી રહીને જ્યારે દિવાની હદ સુધી મોહી પડયો ત્યારે તે તમારામાં નિકલી. તમે મને પ્યારાં છેવ, મગર માહરૂં કુટુંબી નામ, તેથી, કાંઇકિ આધીક વ્હાલું છે. તેથી, માહરૂં નામ તમોને આપવા માહરૂં દિલ ચાલતું ન હતું."

"તો ના આપો!" તે અબળાએ મગરૂરીથી રોકડું પરખાવ્યું. તેણી તેના કડક બોલવાથી ઘણી ગુસ્સે બની.

"એમજ પેહેલે મેં ધાર્યું હતું," તેણે ચાલુ રાખ્યું, "અને તેથીજ તમારી આગલી કારકીર્દીની ખરી હકીકત જાણ્યા પછી હું તમને તાબડતોબ છોડી ગયો હતો. હું શહેરે શહેર ને ગામે ગામ રખડયો, કે કેમે કરી તમને હું વિસરી જાઉં. મહીનાઓ પછી મેં ધાર્યું કે માહરી લાગણીઓ કાબુમાં આવી હતી. હું એ વિચારથી અત્રે આવ્યો અને મેં અનધાર્યું શું જોયું? એજ કે તમે માહરાં વિધવામાં ખપતાં હતાં. હું તમને ઉંઘાડાં પાડી દેતે, પણ તેમ કરવાને માહરૂં જીગર ચાલ્યું નહીં. માહરૂં કુટુંબી નામ બેશક મને વ્હાલું છે, પણ-પણ-ખુદા મને મદદ કરે!-તમે ધીરે ધીરે મને જાસ્તી પ્યારાં થતાં ગયાં છોઃ-તેથી, હું તમારી સાથ પરણુશ, મોનીકા!" તેણે દિલગીર સાદે પુરૂં કર્યું, અને પોતાના હાથો પોહલા કર્યા.

"જ્યાં સુધી મને લાગેછ વલગેછ ત્યાં સુધી હું તમારાં કુટુંબી નામને કલંક પોંહોંચવા દેનાર નથી, લૉર્ડ હેઝલઉડ," મોનીકાએ સિધ્ધી ખડી થતાં મગરૂરીથી કહયું, "મેં જે લુચ્ચાઇ કીધીછ તે બેલાશક દુન્યાને જાહેર કરો. તેથી, તમને કાંઇ નુકશાન થનાર નથી, ને વળી હું આપમેલે દુર થવશ. મી લૉર્ડ, હું પરણુશ તો એવા ધણીને પરણુશ કે જે માહરી મેહેરબાંની માંગતો હોય અને નહીં કે માહરી ઉપર તે મેહેરબાંની તેમ કરવામાં કરેછ એવું દેખાડતો હોય."

તેણી તે ગુસ્સાના ડકરાતમાં ઘણી વધતી ખુબસુરત યુસ્ટેસને લાગી. તે મનમાં તેણીના તે મોટા સદ્દગુણ માટે વખાણ ગાવા વગર રહી શકયો નહી પણ તો બી તેણે તેટલીજ મગરૂરીથી જવાબ દીધો.

"તમે ભુલ કરોછ. એથી બેહેતર તમે શું મેળવનાર છો? તમે માહરી સાથ, મેં તમને તમારાં આગલા વખતની યાદ આપી, તેથી, ગુસ્સે થયાછ; પણ તમેંજ વિચારી લઇ શકશો કે તે હું એકદમ ભુલી જઈ શકું એમ તો છેજ નહીં! તમે લેડી હેઝલઉડ, બંદીખાનાના—"

"એક્ષકયુઝ મી! હું લેડી હેઝલઉડ નથી." મોનીકાએ ગુસ્સાભેર કહયું, "કે તે બનવાની માહરી અભીલાષા પણ નથી. અને મી લૉર્ડ હેઝલઉડ, મને તમને જણાવવાની રજા લેવા દેવ કે જો કાંઇ બી ખોટું કામ મેં માહરી જીંદગીમાં આજ તુંલીક કર્યું હોય તો તે ફકટ એજ છે કે મેં લેડી હેઝલઉડ તરીકે મને પોતાને ઓલખાવી. એ બાબદમાં તમે

જે કમકમાત ને ધીકાર બતાવ્યોછ તે બી, તેમ કરતાં મને જે જીવ ઉપર જોરવરી કરવી પડીછ, તેની આગળ તુચ્છ છે. મેં કેવા કમકમાત સાથ ને દુઃખી દિલે એ પગલું ભર્યુંછ તે તમે કલ્પી પણ શકશો નહીં. હું કાંઈ માહરે બચાવ કરવા ચાહાતી નથી, હું જીવ ઉપર આવી ગયલી હતી, અને તદન ઈલાજ વિનાની હોવાથી, તેમજ એ મને સહેલું–ઘણુંજ સહેલું લાગવાથી મેં એ કીધું, મને કોઈ પારખી શકયું નહી—"

"હું તે બધું સમજુંછ," તે વચમાં બોલ્યો "હું જોઉંછ કે એ ઘણી મોટી લાલચ તમારે વાસ્તે થઈ પડી હતી. હુ તે માટે તમને માંફ કરૂંછ. કેમકે મને ખબર છે કે એક વખત પાપમાં પગલું ભરાઇ ચુકયા પછી તેમાંથી છટકવા સારૂં બીજું ભરવાની કોઇ વખત અનિવાર્ય ફરજજ પડેછ. મગર જે બન્યું તેં બન્યું. એ કોઈજિ જાણશે નહીં, આવ, તેથી, મોનીકા, માહરી માંગણી કબુલ રાખ!"

તેણે પોતાના હાથો તેણી તરફ હસ્તે ચેહેરે લાંબા કર્યા.

મોનીકા તે જોઇ પાછળ હઠી.

"કદી નહીં!" તેણી બોલી, "જ્યાં સુધી તમે ખાત્રી આપશો નહીં કે હું તમને જીંદગીથી બી જયાદા છું, અને હું,–માહરાં કલંકીત નામ સાથ પણ તમને સર્વથી વધુ પ્યારી છું ત્યાં તક નહીંજ."

"મેં કહયુંની કે હું તને ચાહુંછ!" તેણે કહયું.

"હા. પણ તમો તમારા પ્યારને કમનશીબ ગણોછ. તમે તમારા ખાનદાનના નામને તમારા પ્યાર કરતાં કીંમતી માનોછ. જો તમે મને ચાહાતાજ હોવ. તો પછી કોઇપણ ચીઝ તે ચાહા કરતાં સર્વોપરી રહેવી ન જોઇએ.

"તમે મગરૂર છેવ." તે ખીજવાતથી બખાલ્યો.

"બચ્ચીત કરીને હું મગરૂર છું," મોનીકાએ ઉતર કર્યો, "અને હું કાંય નહીં બનું? માહરી પાસ માહરા પોતા સિવાય બીજું આપવાનું શું છે કે તે પર મદાર બાંધી હું માહરી કીમત ઓછી આંકું. અને એમાં કાંઈ ઘણું માંગવા જેવું નથી કે એક માણસ પરણે ત્યારે પોતાની મોહરદારને પોતાની જીંદગીનો બેમુલ ખજાનો ધારે. મી લૉર્ડ, હું તમારી ઑફર વાસ્તે,–તમારી મેહેરબાંની ભરી ઉદારતા વાસ્તે, આઇ મીન!—હું તમારો આભાર માનુંછ," તેણીએ મશકેરીથી નમીને ચેષ્ટા કરતી ઢબે

કહયું, "માહરી પાછલી જીંદગીનો ખ્યાલ કરી મને તમારી ધણીઆણી કરવાની તમે અર્જ કરોછ, મગર તે સ્વિકારવા હું ઉપકાર સાથ ના પાડુંછ."

"મેં ધાર્યું હતું કે તમે ખુશી સાથ તે સ્વિકારશો," તેણે ઠંડાઇથી કહયું, મગર તેનો ચેહેરો ફીકકો પડયો હતો, "હું માનતો'તો કે તમે માહરે માટે દરકાર રાખોછ."

"ખરેખર!" તેણીએ ધીમાં અવાજે ટકોરથી કહયું, "ત્યારે એ, તમારી માંગણી નામંજુર કરવા મને જાસ્તી સબબ આપેછ, તમારી ઑફરથી હું મને મોટું માન મળેલુ સમજુંછ, લૉર્ડ હેઝલવુડ, ને—

"મશકેરી છોડ, મોનીકા. એ મશકેરી કરવા લાયક બાબદ નથી," તેણે નરમાશથી કહયું.

"હું મશકેરી કરતી નથી."

"શું તું માહરે માટે એક સેહેજ પણ દરકાર કરતી નથી?"

"શું એ બનવાજોગ છે?" મોનીકાએ ટકોર કરી; અને તે રૂમ ઝપાટામાં છોડી ગઇ.

લૉર્ડ હેઝલવુડે તેણીને અટકાવવા યત્ન કર્યો. મગર તે કમાનમાંથી છુટેલા તિરની ઝડપથી દોડી ગઇ. તે તેણીની પછવાડે તેણીને સમજાવવા જતે, કારણ તે હવે જોઇ ચુકયો હતો કે તે મધુરીને તે દિલોજાનથી ચાહતો હતો. તેની મગરૂરીએ પ્રથમમાં તેની સાથ સખ્ત ટકકર ઝીલી હતી. પ્યારના મુસ્તકીમ મોજાઓ પહાડની આડોને દુર કરે છે તો યુસ્ટેસ બાપડાની ગમે તેવી મગરૂરી શું બિસાદમાં? દર્યાના ઉછાલા મારતા તુફાણી મોજાઓને એ હાથોથી અટકાવવાની હેમાકાત કરી લઇ જોવા જેવુંજ એ બિફટ કાર્ય છે. મોહબતનું ચલણ. સિધા રાહમાં કે ગમે એવી મહા મોટી મુશીબતોથી ઉભરાતા રસ્તામાં એક સરખુ અચુક અને અચળ છે. સોનું ગાળ્યાથી જેમ ચોખ્ખુ અને સાફ બને છે તેમ મોહોબત, મુશીબતો અને મુશકેલીઓની ભઠ્ઠીઓમાંથી સાફ થઇ નિકળી વધતી જોરાવર ને સ્વચ્છ બને છે.

યુસ્ટેસ નોરલેંડ, મોનીકાને એક ચોર જેવા નિચ કલંકની દોષીત ઓરત માની તેને તરછોડી જવા ગયો, મગર પ્યારનો પ્રબળ શોજો તેની દરેક હીલચાલો અને વાંધાઓને એકેક પછી તેની સખ્ત નામરજી છતાં નિર્મુળ કરતો ગયો. તેની ફત્તેહ નકકી અને પુરી આહીસ્તા આહીસ્તા થઇ.

પ્યાર આંધળો છે, એમ કવિઓએ કહયું છે, દાનેશમંદોએ વિચાર્યું છે, અને કહેતીઓમાં કહેવાયું છે તે શું ખોટું છે?

યુસ્ટેસ મોનીકાને વિનવાવ, તેણીના કાનમાં મોહોબ્બતના જાસ્તી મીઠા શબ્દો કેહવા તેની પુઠે જવા ગયો તેટલાં તે રૂમનું બારણું ખુલ્યું, અને એક કાગળ તેના હાથમાં એક નોકરે દાખલ થઈ મુકયું.

તેણે તે ખોલ્યું. લૉર્ડ લીન્લેનું તે હતું; અને ઘણાં ધ્રુજતા હાથો ને મોટા ગભરાત વચ્ચે લખાયલુ હોય એવી ભાશામાં લખાયલું હતું.

"ખુદાને ખાતર જલદી આવો! હું મોટી મુશીબતમાં છેઉં. મને સલ્લાહ જોઇએછ. વખત ખોહતા ના?"

યુસ્ટેસે પોતાની ટોપી ઉપાડી; અને લૉર્ડ લીન્લેએ તેને લેવા મોકલેલી ડૉગકાર્ટમાં તુરત નિકળી પડયો!

## પ્રકરણ ૨૬.

યુસ્ટેસ નોરલેંડ ગલેડકૉમ્બ હૉલ તરફ જોશમાં ડૉગકાર્ટ ડફરાવી જતો હતો તેટલાં એક વળાણ આગળ રસ્તાની વચમાં એક શખ્શને ઉંચા હાથ કરી તેને થોભવા પુકારતો જોઇ તેણે ઘોડાની લગામ ખેંચી.

"શું છે?" યુસ્ટેસે ડૉગકાર્ટ અટકાવી પુછયું, "મને ઉતાવળ છે."

"તમે લૉર્ડ હેઝલઉડ કે?"

"હા! કેમ?"

"મેં એમ ધાર્યુંજ," તે માણસે નજદીક આવી ઝડપમાં કહયું, "ગલેડકૉમ્બ હૉલમાં કાંઇ ગડબડ મચી રહેલી લાગેછ. મી૦ ગીઅરશને, મેં સમજ્યુંછ તેમ, આપઘાત કીધોછ. હું એમ તો કહેવા માંગતોજ નથી કે એની તે માટે દયા ખાવી જોઇએ. એ એવાંને લાયક છે. તમે મી૦ ગીઅરસનના સસરાને કહેજો કે હું હવે વધુ એને સતાવનાર નથી. તમારી ધણીઆણી—લેડી હેઝલઉડે—મને તેમ કરવા રોકેલો હતો. મેં તેણીને ખાતર એને દગરાવ્યો હતો. તમારી વાઇફ અને હું બચપણના મિત્રો હતાં— મેં સ્તેજ લાઇફ લીધા પછીથી અમે એકમેકને મળ્યાં નહતાં. એતે-

ફાક એક દિન લંડનમાં એ મને મળી અને તેણીની સમજાવતથી તેણી સાથ એક બુજદીલ ઠગાઇ એને કરેલી જાણીને હું તેની પુઠે લાગેલો હતો. હું કદી પણ એનો ભરમ માહરા હોથ બાહાર કાઢીશ નહી, તેની લૉડ લીન્સેને માહરી તરફથી ખાત્રી આપજો."

"તમે શું કહેવા ઇચ્છોછ તે હું લેશ માત્ર સમજી શકતો નથી," યુસ્ટેસે અજાયબીથી પુછયું !

"શું ? તમે નથી જાણતા ? વૅલ, તમે મેં કહયુંછ તે તે લોકને કહેજો. તે લોકો સમજશે," પેલાએ કહયું, અને નમીને ત્યાંથી દોડી ગયો.

યુસ્ટેસે મનમાં અચરત થતાં ઘોડાને ચાબક ફટકાવી દોડાવ્યો.

લૉર્ડ લીન્સે ગભરાયલે ચેહેરે તેને લેવા હૉલના દરવાજામાંજ ઉભો હતો.

"હેઝલવુડ, તું આવ્યો કે ?" તે સંતોષનો એક દમ ખેંચતાં બોલ્યો, "ઠીક કીધું. તાહરી મોટી મેહેરબાંની થઈ. અંદર આવ, મને કાંઈ સમજ નહીં પડતું. ઘણું ભયંકાર બન્યુંછ."

"શું છે ? મને કંઇ ખબર નથી," યુસ્ટેસે લૉર્ડ લીન્સેની પછવાડે હૉલમાં જતાં જણાવ્યું.

"અમે મોટી મુશીબતમાં છીએ. પેલો માહરો જમાઈ—બેનેટ ગીઅરસન તેની સાથ તાહરી વાઇફને કાંઈ અદાવત હોશે તે તેને ધમકી આપેછ. એટલું તો હું જાણુંછ કે એ બેનેટે એકવાર તાહરી વાઇફ સાથ ઘણીજ ખરાબ ચાલ ચલાવી હતી. તેણી સાથ મોટો દાગો કીધોતો, તેણીને બેવચની નિવડયો હતો. પણ તે માટે હું તકસીરવાર છું. મેં એ ગરીબ છોકરાને લલચાવ્યો'તો, અલબતાં ખરૂં કાંઇ બી જાણ્યા વગર, મગર તેમ છતાં બી તેમ કરવામાં માહરીજ ગલતી કહેવાય. હું એને કાંઇ પણ વાંક માટે માંફ કરવા ખુશી થવશ જો ઘણું મોડું નહી થઇ જવા પામ્યું હશે તો ! માહરી ગરીબ ગાય બેટીને ખાતર ગમે એટલી મોટી રકમ આપી એ બાબદ ધાંકપિછોડો કરવા હું તતપર છું."

"તમે કાંઇ ખુલાશાથી બોલશો," યુસ્ટેસે વચમાં મુશકેલીથી કહયું. તે બોનીકા માટે વળી આ કાંઇ નવુંજ સાંભળી ફીકકો મારી ગયો.

વળી એ શું તેણીએ કર્યું હતું—આ કમબખ્ત છોકરી કે જેના આંધલા પ્યારમાં તે દિવાનો બન્યો હતો—તેણીએ એ વળી બિજું શું

નવું તેને નરશું લગાડવા જેવું કર્યું હતું ? એ શું મોહકાણુ હતી? એનેટ ગીઅરસન સાથ તેણીને લાગતું વળગતુંજ શું હતું ?

"માહરા જવાન મિત્ર, ખાત્રીથી માનજે કે એમાં હું લેડી હેઝલ-ઉડનો જરા પણ વાંક જોતો નથી." લૉર્ડ લીન્સેએ કહયું, "બેશક એ ઘણું દિલગીરીભર્યું છે, મગર તેણી સાથ એનેટ ઘણી ક્રુર ને હિચકારી ફીસમે વર્ત્યોછ એમાં તો શક નથી. લેડી હેઝલઉડ તરફ માહરી દીલસોઝી છે મને તેવણ માટે મોટું માન છે—"

"તમે શું કહેવા માંગોછ તે ઝટ બોલશો?" યુસ્ટેસે કહયું. તેનો જીવ મોનીકાએ એ વળી નવું રોખરૂં શું જગાડયું હતું તે જાણવા સીકે હતો, અને લૉર્ડ લીન્સેને એમ પ્રસ્તાવામાં ગાડું ભરીને બોલતાં સાંભળતાં તેના પેટમાં ઉથલપાથલ થઇ ગઈ, "ખુદાને ખાતર, તમે કાંઇ સમજ પડે તેમ જલદી કરો ?"

જવાબમાં લૉર્ડ લીન્સેએ યુસ્ટેસના હાથમાં એનેટનું તેવણ ઉપર લખેલું એક પત્ર મેલ્યું.

"આ વાંચો !" તેવણે કહયું.

યુસ્ટેસે તે કાગળ ઉંચે દમે વાંચ્યું.

તેમાં તે કમબખ્ત જવાંને બધું સાચું કબુલ્યું હતું. તેણે લેડી પોમ-રેટની બ્રેસલેટની કરેલી ચોરી; અને મોનીકાને તે ચોરીની જવાબદાર ઠરવા તેણે કેમ સમજાવી હતી; તથા મોનીકાએ પોતાની ઇજ્જતનો ભોગ તેના પ્યારને ખાતર કરી જેલની હીણી શીક્ષા સેહેવી હતી. પાછળથી તે તેણીને કેવો બેવફા બન્યો હતો; અને તેનું વેર વાલવા હાલ મોનીકા તેની પુઠે કેમ પડી હતી તે બધું વિગતવાર અંદર વર્ણવેલું હતું. મોનીકાની સમ-જાવતથી એક શખ્શ તેની પુઠે લાગ્યો હતો, અને મોટી મોટી નાણાંની રકમો તેની પાસ જબરદસ્તીથી કઢાંવતો હતો, અને એ બંધામાંથી બચવા, તે છેવટમાં લખતો હતો કે, તે પોતાના મસ્તકમાં ગોળી મારી મરી જનાર હતો.

એક જીવ ઉપર આવી ગયલો કંગાલ જેમ લખે તેમ એનેટ ગીઅર-સને તે પત્રમાં લખેલું હતુ.

"એ બે કલાક થયાં બાહાર ગયોછ," યુસ્ટેસે તે કાગળ ધ્યાંનથી વાંચી લૉર્ડ લીન્સેને પાછું આપ્યું ત્યારે તે વૃધ્ધ ઉમરાવ ફીકરથી બોલ્યો, "અને પોતા સાથ કદાચ રીવૉલવર લઈ ગયો બી હોશે ને—"

"હા. એ લઈ ગયલો છે," યુસ્ટેસે વચમાં કહ્યું, "એને લેડી હેઝલઉડને મારી નાંખવાની કોશેશ તેનાથી કીધી હતી."

"તેણીને કાંઈ ઈજા થઇછ કે ?" લૉર્ડ લીન્સેએ આતુરતાથી પુછ્યું, "કમબખ્ત, ગુમરાહ દુકતો ! એ ગુનાહનો કપીંણુ ખતાવાર તો તે નથીઅન્યોની.?"

"નહીં !"

લૉર્ડ લીન્સેએ છુટકારાનો એક મોટો સ્વાસ ખેંચ્યો.

"શુગરાના તે કિરતારના ! પણ આપણે એ બધું સમાધાન કરી દઇશું," તેણે કહ્યું, "એને પેહેલો શોધી કાઢવો જોઇએ. પણ કયાં એને શોધવા જઇએ. આપણે શું કર્યે, હેઝલઉડ ?"

"જો માહરી સલ્લાહ તમે પુછતા હોવ તો તમે મી૦ ગીઅરસનના ઠરાવમાં ખલલ ના પાડો."

"ત્યારે તો એ ગોળી મારી મરી જશે ?"

"મરવા દેવ. એ મરવાને કાબીલ છે. એના જેવો કાયર બાયલો આ દુન્યામાં જીવેલો નકામો છે," યુસ્ટેસે ગુસ્સાથી કહ્યું. તે પત્ર વાંચવા પછી તેને બેનેટ ઉપર ખુબ કેહેર છુટો હતો, "હિચકારો ! એ જીવે એ પણ એક પાપ છે. હું તો એને બચાવવા એક આંગલી બી ન ઉચકું."

"તમે જો એમ એને માટે વાત કરવાના હોવ—" લૉર્ડ લીન્સેએ ગુસ્સે થઈ કહ્યું.

"ત્યારે કેમ વાત કરૂં ? તમે શું એમ ધારોછ કે હું એને માંફ કરૂં ? આવા એક ગંભીર અપરાધ માટે કે એ માહરી—"

યુસ્ટેસ બોલતાં અટકી ગયો. ધણીઆણી એ શબ્દ તે ખુલ્લા દિલથી બોલી દઇ શકયો નહીં. તે વાકય તેના મનમાંજ પુરો થઇ ગયો. "ઓ ખુદા, માહરી ધણીઆણી ! આય કંગાળ જો નડયો ન હતે તો ખચ્ચીતજ તે મારી વાઇફ થતે. હું સ્વર્ગ સુખી બનતે !"

"અલબત, હું જાણુંછ કે લેડી હેઝલઉડ તરફની એની વર્તણુક ન માંફ થઈ શકે એવી છે," લૉર્ડ લીન્સેએ ઝડપથી કહ્યું, "પણ તો બી આવે વખતે, આવે જીવ સટોસટને સમયે તે બધું તું વિસરી જઈ મને મદદ કરશે એવી હું ઉમીદ કરૂંછ, હેઝલઉડ."

"હું એટલું સહેલાઈથી ભુલી જઈ કે માફ કરી શકતો નથી," યુસ્ટેસે કડવાસથી કહ્યું, "હું એને શોધી કાધવા માહરી બનતી મદદ

કરશ. ને જો એ કંગાળ જીવનો મળી આવશે તો માહરા ચાબકાથી હું એને એવો તો સ્વાદ ચખાડશ કે—"

તે લેડી નેટા ગીઅરસન ત્યાં આવવાથી અટકી ગયો. તેણી સફેદ ગાઉનમાં સજ થયલી હતી. તેણીનો મુખડો ફીકકો હતો. તેણીની આંખો હેબટથી ઉંઘાડી હતી; તેણીનું આખું શરીર ધ્રુજી રહેલું હતું.

"એનેટને શું છે? એનેટ કયાં છે?" તેણીએ પોતાના પિતા તરફ જોઈ પુછ્યું.

"તેં શું સમજ્યું, દીકરી. તને કોણે કહયું?" લૉર્ડ લીન્સેએ તેણીને પોતાની ગોડમાં લઈ સમજાવ્યુ, "હું એનાથી છુપું રાખવા માંગતો હતો." તેણે યુસ્ટેસ તરફ ફરી દયા માંગતી ઢીસમે કહયું. મગર યુસ્ટેસનો કડવો ફીકકો ચેહેરો કાંઈ પણ દયા દેખાડવા તૈયાર ન હોય એટલો સખ્ત હતો.

"એનેટે માહરી પર લખ્યુંછ. કાંઇ એના આગલા પાપને લગતું છે. પેલી ખુબસુરત બલા લેડી હેઝલઉડ એની જમ થઈ લાગીછ. તે તેથી એ દુશમનના જીવ પર કરવા નિકળ્યોછ," નેટા બાપડીએ કલપાંત કર્યો "ઓ પપા, કહો એનેટ કયાં છે? મને તેની આગલ લઈ જાવ. ઓ! એ જો કાંઇ કશું કરી બેસશે તો હું શું કરશ?" તેણીનો સાદ છેલ્લે એક દુઃખની તીણી ચીસમાં ફેરવાઈ ગયો.

લૉર્ડ લીન્સેએ કોઈ નોકરને બોલાવવા ઘંટ વગાડયો.

"જેમ્સ તાહરા શેઠને શોધી કાઢવાના છે. જો હૉલમાંના માણસોમાં કાંઈ ચાવાચીવી ન થાય તેની સંભાળ લેજે. જા," લૉર્ડ લીન્સેએ બાહારથી ઠંડા દેખાવાનો મજબુત પ્રયત્ન કરતાં કહ્યું. પણ તે કાંઇ વધુ બોલે તે અગાઉ જેમ્સ વચમાં બોલ્યો.

"હા, મી લૉર્ડ. માસ્તર કયારના આવેલા છે. પોતાના ડ્રોઇંગ રૂમમાં છે."

"શું?" લૉર્ડ લીન્સેએ પુછ્યું, "આવેલા છે?"

"હા. આશરે અર્ધો કલાક થયો."

"વૅરી વૅલ. ત્યારે હું તેવણ આગળ જાઉંછ. તું જા." લૉર્ડ લીન્સેએ કહયું; અને પછી નેટાનો હાથ પકડીને એનેટના ડ્રેસીંગ રૂમમાં જવા નિકળ્યો. યુસ્ટેસ તેઓની પુઠે ગુપચુપ ચાલ્યો.

# પ્રકરણ ૨૭.

મોનીકા ઉપર ગોળી છોડયા પછી એનેટ મન મગજની અસ્થિર હાલત વચ્ચે બાહાર ભટકયો. તેનો વિચાર એકાદ એકાંત જગોમાં જઈ પોતાનું ભેજું ઉરાડી મુકવાનો હતો. મગર તેમ કરવાનો તેનો જીવ ચાલ્યો નહી. મરણની તગર તો સઉ કોઈ કરે છે, મગર જમ દેવ જ્યારે ડોળા ધુરકતો સામે આવી ખડો થાય છે ત્યારે કોણ મરવાનું પસંદ કરે છે! મોહોત દુરથી મિઠું લાગે છે, તેમાં મુકિત સમાયલી જણાય છે, મગર તે પાસે આવતા અજબ ડરામણું ને કાતીલ બને છે. એનેટે ગોળી મારી મરી જવાનો મનસુબો તો કર્યો, મગર તેમ કરવાનો સમય થતાં તેનો જીવ તેમ કરવા ચાલ્યો નહી.

તેથી, તે બિહીધો. આખરે ઘરે આવ્યો, અને પોતાની બાયડી કે સસરાને મલ્યા વગર પોતાનાં ડ્રેસીંગ રૂમમાં ગયો. તેણે પોતાના વેલેટને તેડયો ને તેની મારફતે ખબર કાઢતાં જાણ્યું કે તેનો સસરો લાયબ્રેરીમાં હતો; તેમ નેટા પોતાના રૂમમાં હતી. તે સાંભળી તે આફતથી અકડાઇ ગયો. ત્યારે તો તેઓ તેણે કરેલું 'કનફેશન' વાંચી લઇ ચુકાં હશે. હવે નાહસવું ઘણું મોડું હતું. મરણને શરણ થવા સિવાય હવે બીજો ઇલાજ રહયો ન હતો.

એનેટે નોકરને વિદાય કરી રૂમનું બારણું બંધ કર્યું, પણ અંદરથી તેણે સાંકળ દીધી નહી; અને પોતાના ખીસામાંથી પીસ્તોલ કાઢી તેનું ઠંડું મોઢું પોતાના મસ્તક સાથ અડકાડ્યું. પણ ટ્રીગર દાબવાની તેની છાતી ચાલી નહી.

"માહરે લટકો ફટકો કરવો જોઈએ," તે નાશીપાશીથી જીવ ઉપર આવી બોલ્યો, "તેણીએ અત્યાર આગમચનું જાણ્યું હશે, કદાચ અંહી તે આવતીજ હશે."

અને તેજ વખતે તેના અસહય ગભરાત વચ્ચે ચાલમાં કોઇના પગલાં સંભળાયા.

"એ લોક આવેછ!" તે રીવોલવર ખુદના માથાં આગળ ધરી બોલ્યો. "બસ મહને હવે—" તેણે ટ્રીગર દાબવા કીધું, પણ તે વખતે તેનો હાથ

હદ વગરનો ધ્રુજી ગયો, અને રીવોલવર છટકી જમીનપર પડી. નેટા તેજ ક્ષણે ધસારાબંધ અંદર દોડી આવી તેને વળગી પડી.

"એનેટ? માહરા જીગર—માહરા વ્હાલા, તું દુશમનના જીવ ઉપર ના કરતો. તું જીવ—માહરે ખાતર જીવ, માહરા ધણી!"

તેણે પોતાની રડતી ચશમો નેટા તરફ ફેરવી.

"તને માહરૂં કાગળ મલ્યું," તેણે ધીમેથી પુછ્યું.

"હા. મને મલ્યું. હું બધું જાણુંછ; ને તે જાણ્યા પછી હું તને જાસ્તી ચાહતી થઇછ. ઓ એનેટ, તું મને કહે, ખાત્રી આપ કે તું ફરીથી તાહરા જીવ સાથ અટકચાળી ન કરશે."

"હું જીવુંજ કેમ?" તેણે શરમીંદગીથી કહ્યું, "તું એ બધી માહરી નામોશી જાણેછ, તે પછી નેટા, હું જીવુંજ કેમ? હું તાહરી સાથ કદી સિધ્ધો ચાલ્યો નથી, તાહરા ખરા બુલંદ પવિત્ર પ્યારની કદર મેં કમબખ્તે કદી કરી નથી. અને હું હવે એવા કંગાળ જીવતરે જીવી તને નામોશીમાં શું કામ ગર્ક કરૂં?"

"ઓ નહીં. એમ ના બોલ, ડાર્લીંગ," નેટા પોતાના પતિનું માથુ પોતાની છાતીમાં પ્યારથી દાબી કલવાઇ, "હું બધું માંફ કરશ—ભુલી જવશ કોઇ એ જાણશે નહી. પેલી ખુબસુરત દદાએ તાહરી ઉપર લેવો જોઇએ તે કરતાં જીયાદા ફાનો લીધોછ; પણ, માહરા પ્યાર, તું મને છોડી જવા માંગતો ના. હું તે નહી ખમી શકશ!"

"તાહરા પપા?" એનેટ ધીમેથી બોલ્યો,

"હું અહીજ છું દીકરા," નેટા પાછળ ઉભેલા લૉર્ડ લીન્લે નજદીક આવ્યા, "મેં તુંને માંફ કીધોછ, કારણ એ બધું મોટે ભાગે માહરીજ સમજાવતથી બન્યુંછ, એમ હું જોઉછું. નેટાનો ભવિશમાં તું ભલો ભરથાર થજે એટલુંજ હું માંગુંછ."

"હું થવશ," એનેટે તે ભલા સસરાની ભલાઇથી હેશાંનથી રડી દેતાં કહ્યું, "જો નેટા મને ભુલી જઈ શકશે તો!"

નેટાએ તેને તેવું કાંઇ બકતો મુંગો કરવા તેના હોથો ઉપર પોતાના મધુર લબો દાબ્યા. એનેટે તે વ્હાલી મહીલાને પોતાના હઇયાં સરસી ચાંપી, તે હવેજ જોઈ શકયો કે તેની ભલી પતનીનો અખંડ, અસ્વાર્થી પ્યાર તેની દુન્યામાંની મોટામાં મોટી દોલત હતી.

યુસ્ટેસ નોરલેંડ તે દયા ઉશકેરે એવો દેખાવ ગુપચુપ જોતો એક બાજુ ઉભો હતો, તે હવે કોઇ જોય નહી તેમ ત્યાંથી નિકળી ગયો. અને સિધ્ધો પોતાને મકાને આવ્યો.

"લેડી હેઝલવુડ ક્યાં છે?" તેણે એક નોકરને પુછ્યુ.

"મોટાં બાઇજીના રૂમમાં છે, સાહેબ," તે નોકરે અદબથી કહ્યું. યુસ્ટેસે તેણીને બોલાવી લાવવા ફર્માવ્યું.

તે આવશે કે? તે અજબ થયો, અથવા તેણે શું એવું મોટું અપમાન તેણીનું કર્યું હતું કે તે તેને મળવા પણ હવે નફરતથી ના કહેશે.

પણ તે આવી. ફીકકે ચેહેરે, પણ મોંઢા ઉપર ઝીણા મલકાત સાથ તે મધુરી તે રૂમમાં દાખલ થઈ.

"તમે મને બોલાવી?" તેણીએ ઠંડાઇથી કહ્યું.

"હા," યુસ્ટેસે તેણીને બેસવા એક ખુરશી આપતાં કહ્યું.

"હું હૉલમાં જઈ આવ્યો," તેણે ધીમાં સાદે કહ્યું, "પેલા કંગાળે બધો ખુલાશો કીધોછ. તેના સસરા તેમજ તેની ધણીઆણી બધુ ખરૂં જાણી ચુકયાંછ, અને તેઓએ તેને માંફ કીધોછ. તેથી, તેનું ભવીશ સચવાયુંછ અને હું ધારૂંછ કે તમે પણ તેને માંફ કરશો!"

"કદી નહી!" તેણીએ કંટાલા રૂપ ધીકકારથી કહ્યું. "હું નહી ધારતી કે હું કદી પણ તેમ કરી શકશ. કદાચ હું ઘણી સુખી હતે તો તેમ કરી શકતે. પણ માહરૂં એને ઘણું નખ્ખોદ વાલ્યુંછ. હું દિલગીર છું કે મેં એની પર કીનો લેવાનો કસદ કીધો, મગર મેં તે લેવો જતો મુકયોછ. કદાચ તમે હવે સમજી શકશો કે લેડી હેઝલવુડ બનવાની લાલચ મને જાસ્તી કાંય થઈ!"

"હા—હવે બધું મને સમજ પડેછ—મગર ઘણું મોડેથી," તે બોલ્યો, "મોનીકા, પણ આજેજ રાતે એ હું પેહેલું કાંય જાણુંછ? મને તેં અગાઉનુંજ કાંય નહીં કહ્યું કે હું ખોટો હતો."

"તમે મને ખુલાશો કરવાનો લાગજ કયાં આપ્યો!" તેણી મગરૂરીથી બોલી, "તમે તો માહરૂં કાંઈ સમજવાજ ના પાડતા હતા. તમે તો બધુંજ ખાત્રીપુર્વક માની લીધેલું."

"હું તે સમજુંછ," તે દુઃખી દિલે બોલ્યો, "ત્યારે તમે મને પણ માફ નથી કરી શકવાના. એ ઘણું સખ્ત છે" તે કગળી પડયો, "મોનીકા, મેં તને કરેલાં અપમાનોનો બદલો હું તને કેમ આપી શકશ?"

મોનીકા ધીમું હસતાં ઉઠી ઉભી થઇ.

"માહરી ગરીબડી માંશી મેળવવા જેવુ તમે કાંઇજ કર્યું નથી. મેં સામું તમો વિરૂદ્ધ ગંભીર અપરાધ કર્યો છે." તેણી બોલી, "ત્યારે હવે આપણે ગઇ ગુજરી ભુલી જઇને, ફ્રેન્ડને તરીકે છુટાં પડીશું."

"છુંટાં?" યુસ્ટેસ બોલ્યો, "ત્યારે તમે જવા માંગોછ."

"હા" મોનીકા બોલી, "હું હવે રજા લઇશ. મને લાગેછ કે હું જરા જાસ્તી ઠાકેલી છું."

"ત્યારે આય સેવટનો વિચાર છે. તમે ગુડ–બાઇજ કરવા માંગોછ!"

"હા. ગુડ–બાઇ!" મોનીકા બોલી અને તે રૂમ છોડી ગઇ. યુસ્ટેસની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તે ખુરશીમાં ફસડાઇ પડયો, અને દુઃખી દિલે પશ્ચાતાપ કરવા પડયો.

* * *

આખી રાત યુસ્ટેસે બિછાના ઉપર ભારે બેકરારીમાં ગુજારી; એક પળ વાર જેટલી પણ તેની આંખો લાગી નહીં. બીજી સહવારે બહુ સકાલેથી તેના માશીએ તેને બોલાવી મંગાવ્યો.

તે તુરત ગયો. તે વૃધ્ધ બાઇ બિછાનામાંજ હતાં. યુસ્ટેસને તેવણે પોતા પાસ બેસાડયો.

"દીકરા, તને મળવાનીજ ટગરમાં મેં કલાકો ગણીને આજની રાત કાઢીછ."

"શું છે, માશી?" યુસ્ટેસે પુછયું, "તમારી તબ્યત બિગડીજ શું?"

"નહીં. મને તો કાંઇ નથી. યુસ્ટેસ, પેલી માહરી આગળ રાતે આવી'તી. તે બિચારીએ બધું માહરી આગળ કહયુંછ, ગરીબ બાપડી! હદ વગરનું એને ખમ્યુંછ? યુસ્ટેસ શું તું એને માફ નહીં કરે?"

"માશી, માફ કરવાનુંજ શું છે. એજ પોતે—" તે અટકી ગયો, કાંઇ બોલી શકયોજ નહીં.

"તાહરી ધણીઆણી તરીકે એ અહીં આવી તે માટે તું ત્યારે તેને માંફ કરેછની? એ એક ઘણી મોટી લાલચ હતી, યુસ્ટેસ, ઘણી સહેલી ને સલામત. જોની, બધાંજ અહીં છેતરાયાં. કોઇને સેહેજ પણ શક ન ગયો, અલબત એ ખોટું તો હતું. પણ એ ગરીબ બાળાએ કેવું જાલેમ દુઃખ ખમ્યુંછ તેનો વિચાર કર?"

"માશીજી, બસ કરો! તમે મને ગાંડો કરી મુકશો. એને કેટલું ખમ્યુંછ તેનો ખ્યાલ બી હું કરી શકતો નથી? હું એને જાનથી બી જીયાદા ચાહુંછ. હું કોઇ બીજીને ચાહી શકવાનો નથી."

"ત્યારે તું તેમ તેને કહેતો કાંય નહીં?"

"મેં કહ્યું. અને તેણીએ મને ધીકકારી કાઢયો."

"તું ભુલેછ," તે ડોસાંએ માયાથી સમજાવ્યું, "મોનીકા તુંનેજ ચાહેછ, યુસ્ટેસ, જા, એ બાગમાં છે. એ માહરી દીકરીને સમજાવીને મનાવી લે!"

યુસ્ટેસ પોતાના માશીને કીસી લઇ ગયો, તે બાગમાં ઉતર્યો અને જરા વારમાં મોનીકાને શોધી કાઢી શકયો.

"તમારાં માશીજીને તમે મળ્યા કે?" તેણીએ પુછ્યું.

"હા. તેવણે મને કહ્યું. મોનીકા, તેવણ તુંને ઘણાં ચાહેછ. તેવણને ખાતર—તું નહીં બોલે? કોઇને જાણવાનું કામ નથી કે તું લેડી હેઝલઉડ નથી" તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લેવા કીધો, મગર તેણીએ તે રોકયો.

"અને તમારૂં શું?" તેણીએ પુછ્યું.

"માહરૂં! માહરૂં બિતર કયાં શબ્દોમાં તાહરી હજુરમાં હું કહી શકું? મને શું લાગેછ તે તું જાણેછ, મોનીકા, તને ખબર છે કે તું મને કેટલી વ્હાલી છે. હું જાણુંછ કે તું મને ચાહાતી નથી, પણ જો તુ બોલશે તો રફતે રફતે હું તને મને ચાહાતી કરી શકશ. તું ધારેછ કે તું મને ચાહી શકશે."

"પણ તમે ભુલી તો જઈ શકશોજ નહીં કેની કે મેં કેવો ગુનાહ કીધો, હું જે નહી હતી તે થઇ બેસવામાં" તેણીએ પુછ્યું.

"હું ઇચ્છુંછુંજ કે તે તું હને." તેણે જુસ્સાથી કહયું, "જો તું માહરી વાઇફ ખરેખરે બને તો હું તને મને ચાહાતી કરી શકશ, મોનીકા!"

તે કગલતા અવાજને વધુ ટોવાવાનું હવે તે મધુરીનું જીગર ચાલ્યું નહી. એક મિઠું હસવું તે રૂપસુંદરી હસી, "એમ કે?" તે બોલી, "ત્યારે તમે શુરૂઆત તેની કેમ કરશો?"

"એમ," યુસ્ટેસે જવાબમાં તે મિઠી મધુરીને પોતાની બાથમાં લીધી અને તેનો મનોહર મુખડો ચુમીઓથી બધો ભરી મુકયો, "મને માફ કર," તે પોતાના પ્યારાં કાર્યમાંથી જરા અટકીને નરમાશથી બોલ્યો, "મને છોડી ના જતી, હું દીવાનો થઈ જવશ."

"જો તમે મને ખરેખર રાખવા માંગતાજ હશો" મોનીકા શર્મથી લાલ થતાં બોલી, "તો, ચાલો, હું નહીં જવશ."

"તું રહેશે—માહરી ધણીઆણી થશે," જાણે તેના કાનો તે ખુશબખ્તી માનવા આનાકાની કરી રહયા હોય એવા આવભાવે તે બોલ્યો.

"હા!"

"તું ખરૂં કહેછ? મોનીકા, હું તો માનતો'તો કે માહરી વાઇફ થવાના માત્ર ખ્યાલને પણ તું ધીકકારેછ."

"તમે મર્દો કયાં સમજી શકોછ? હું એ ખ્યાલને લેશ પણ નહીં ધીકકારતે, જો મને તમારી દરકાર નહી હતે તો!"

"ઓ, માહરી ડાર્લીંગ?" તેણીને ફરી પોતાની બાથમાં હરખથી ઉભરાતાં દિલે લઇ તેણીને કીસીઓથી ગુંગલાવી નાંખતાં તે બોલ્યો, "માહરાથી તેં જે ખમ્યુંછ તેના બદલામાં હું જીંદગી વેર તને સુખના રોહમાંજ રોળતી કરી મુકશ."

"યુસ્ટેસ વ્હાલા, તે બધાના બદલા કરતાં પણ જાસ્તી તું વ્હાલામાં મને મળી ચુકુંછ," તેણીએ તેની પોહળી છાતીમાં પોતાનું સુંદર માથું છુપાવતાં મીઠાશથી કહયું.



આ વારતાના લેખકના અધીપતીપણા હેઠળ પ્રગટ થતું આ વિખ્યાત માસિક તમે વાંચોછે કે? બાજુની કોલમમાં આપેલા આ નામાંકીત લેખકોને મોટો જમોલો ધરાવતું આ માસીક દર માસે ૬૦ સફા (જાહેર ખબર વગર) નું વાંચણુ પુરૂં પાડે છે; અને વળી પુરવણુમાં એક સુંદર વારતાની બુક ભેટ આપે છે.

**વાર્ષીક લવાજમ રૂ. ૩ા,**
**છુટક નકલ ચાર આના.**

# નવરંગ.

બે મોટી ધરખમ સીરીયલો, ટુંકી વારતા, કવિતા, નિબંધ, ટાહુકા ટુચકા, કાવ્ય સંવાદ, મ્યુઝીક ગાઇડ, અને જ્ઞાન સાથ ગમત દેનારા વિષયો દર માસે આવે છે.

> મરહુમ કવિ દાદી એદલજી તારાપોરવાલાની નહીં છપાયલી કવિતાઓ અને લેખો આ માસિકમાં દર માસે રજુ થાય છે.

ઓફીસઃ—૭૫, બજારગેટ, કોટ,
મુંબઈ.

ડૅા૦ જી. જ. મોદી,
એ૦ ન૦ કાબરાજી
રફીક
અરદેશર ખ૦ દેશાઈ
મીસીસ કોઠાવાલા
મીસીસ એદનવાલા
SHREWD
MAViS
દીલખુશ
રૂસ્થેમ રરરફુચક્કરરર
બાપુજી વજીફદાર
મા૦ દી૦ મીસ્ત્રી
કવિ ભવાંનીશંકર નરસીંહરામ
આદીલ
એ૦ હો૦ દેશાઈ
હરમીસ
બાંની
ગામરેની ગોરી
A. M. V.
જીવજાન
નોશાકરો કેકી
ધોંડાબોથ
દી૦ એ૦ સંજાના
ઈત્યાદી.

# નહીં લગ્નનાં લગ્ન.

(એક સંપુર્ણ વારતા.)

## પ્રકરણ ૧.

"મમલાં, ખુદાને ખાતર એ વાત માહરી આગળ ના કરતાં!" વરના કરેનસ્ટને પોતાની માદરે છેડેલી વાતથી અત્યંત નારાજ થઇ, પોતાનો નાજુક પગ તે ઓરડામાં બિછાવેલા ગાળીચા ઉપર ચીડને મારે ઠોકતાં કહ્યું.

"પણ દીકરી માહરી, જરા વિચાર કર—ખ્યાલ કર કે—"

"ઉંહુંહું! પણ તમે શું એમાં મને ગરદન મારતાં હોશો જો, એ આઇડીયાજ કેવો 'એબસર્ડ' છે!" તેણી છેડાઇને બોલી.

"પણ ડીયર, તું જાણેછ કે હમણાં આપણને પૈસાની કેટલી અગત છે? આપણાં હાથમાં દોઢયાં આવે એવું આપણે ખરાં જીગરથી કેવું ઇચ્છીએછ!"

વરના પોતાની માદરના છેલ્લા બોલો સાંભળી શાંત પડી.

"પૈસા, હા! પણ પૈસાની સાથે પેલો કોઇ મંગળમુરતી માહરો ભરથાર થઈ આવશે તેનું કેમ? મને એવા કોઇ શામજી બામજીનું શું કામ છે? હું માહરૂં કામ કરીને ગુજરાન કરૂંછ, માહરી આગળ તમે છો, માહરા આટલા બધા ફ્રેંડો છે; અને એટલું હું પુરતું સમજુંછ. મને એવા ખોરયા ખાપરયા અને સદંતર વગર માંગવે બોલાવવે થઈ પડનારા વરની જરા બી ગરજ નથી. સહવારનું માહરી કાકીના સોલીસીટરનું કાગળ આવ્યુંછ, ત્યારના તમે એનો એજ પટપટારો માંડી બેઠાંછ તે મને આટલું થઇને પસંદ નથી."

"પણ હવે તને તાહરા ગુજરાન માટે મહેનત મજુરી કરવાની જરા બી ગરજ રહેશે નહી. તાહરા જેવી છોકરીએ તો હવે પરણવુંજ જોઇએ!"

"ખબરદાર જો મને છોકરી બોકરી કહીછ યા ગણીછ તો?" વરના છછણી પડી, "જરા યાદ રાખો મમા કે હું હવે ત્રીસ વરસની થઈછ. હું હમણાં સુધી કુંવારીજ છું ને માહરો તો હવે પછી પણ કુંવારીજ રહેવાનો ઇરાદો છે. કદાચ મી૦ ફોરેસ્ટ સીઇનજના વિચારો બી માહરી મુઆફેકજ હશે. કોણ જાણે તે કેવો છે, કેવો નહી, તે મને પરણવા ખુશી છે યા નહી, તે કશું બી જાણ્યા વગર તમે બી મને તેની સાથ શાનું પરણાવવા તૈયાર થયાંછ, એક બારગી વરયે બી પણ પછી અમારા વચ્ચે બનાવ થશે કે?"

"તું બધો ખોટો પટપટારો વરના છોડી દે! 'બનાવ થશે કે?' એમ બોલતાં બી તાહરે લજવાવું જોઇયે. એક ત્રણીયાણીની ફરજ છે કે–" જુના વિચારના મીસીસ ક્રેનસ્ટને એક ધણીયાણીના ફરજ ઉપરના પોતાના અસલી પાકટ વિચારો પોતાની દીકરી આગળ દરશાવવાં ગયાં, પણ તેવણના અપ–ટુ–ડેટ બેટીએ તેવણને ઝંઝેટી નાંખ્યાં.

"છટ, છટ એ ફરજ ને બરજ શું ચીઝ છે તે કાંઇ હું જાણતી ને માનતી નથી ને જાણવાની દરકાર બી કરતી નથી!" તે ફફડી.

"પણ ત્યારે તાહરી કાકીના વારસાનું શું? તેવણે વિલમાં દરશાવેલી શરત મુજબ જો તું નહી ચાલશે, તો તેવણના વારસા પર તાહરો હક નાહી પુગશે?"

"કાકીજીનું બી કોણ જાણે ખુદાય શું ભલું કરશે? મુવાં તેવણ મરી ગયાં તો ગયાં, પણ સાથે મને બી મારી ગયાંછ!"

"ખબરદાર જો મુવેલાંને કાંઈ આડું અટાડું બોલીછ તો?"

"અરે તો શું જો માયજી! જો મને ને મી૦ સીઇનજને વારસ બનાવવાના હતાં તો અરધે ભાગે પોતાની માયા પુંજી અમને વહેંચી કાંય નહી આપી? અમને લગનના ગાંઠથી એક થવાની સીતમભરી ફરજ કાંય પાડી મુવાં હોશે? કોઇ જનમમાં બી નહી જોયલા માણસને માહરે પરણવું એમ ફરમાવી ગયાં કાંય હોશે? એ તો ઠીકજ છે કે ફોરેસ્ટ સીઇનજ બી સોલીસીટરોના જણાવવા મુજબ પરણવા ઇચ્છતો નથી!

"એ તો તને ફોરેસ્ટ સીઈનજે જોઈ નથી તેમાં? બાકી એ તો તને જોતાંજ તાહરા ઉપર મોહી પડશે!"

"હવે તમે મુગાં ગગરજો હં! નહી તો વળી માહરો મિજાજ બીજાજ, જશે!" વરના ફક્કડી પડી, "મરદોને આજ કાલ ખુબસુરતીની કાંહાં ઘણી દરકાર બરીછ. એ લોક તો બસ પૈસા તરફજ જોએછ. એક નહી જોયલા મરદ સાથ પૈસા ખાતર પરણીને આખી જીંદગી દુઃખી કરવા કરતાં ગરીબાઇમાં સબડી થોડી સુખી અને સંતોશી જીંદગી ગુજારવાનું હું વધારે પસંદ કરૂંછ. પણ જોઇએ, એ સોલીસીટર શું માથું ફેરવા અહીં આવવાનો છે? એને આવવાનો ટાઇમ તો થઇ ગયો; અને હજુ આવ્યો કેમ નથી!"

"લે તાહરી સહી મોયા મેકનઝી આવી" મીસીસ ક્રેન્સટન બારીએથી બાગમાં કોઇને દાખલ થતાં જોઈ બોલ્યાં, "એની સાથે કોણ ગૃહસ્થ છે?"

વરનાએ બારીની બહાર ડોકાવ્યું.

"એ પેલો સોલીસીટરજ હોશે. મોયા એને અહીં ઘર દેખડાવા આવી હોવી જોઇએ!" વરના બોલી અને તે આવનારાંઓને આવકાર આપવા નીચે દોડી.

"મોયા, તું કાહારે આવી!"

"ગઈ કાલેજ!" મોયા બોલી "ખુબ મજાહ પડી. હું પછી બધુ વિગતે તને કહેવશ; હમણા તો આય જેન્ટલમેન તને મળવા માંગેછ. એવણને ઘર બતાવવાજ ખાસ હું અહીં આવી! ચાલ હું જાઉંછ, ટ–ટા!"

મોયા મેકેનઝી પેલા ગ્રહસ્થ અને વરનાને દરવાજા ઉપર છોડી ત્યાંથી ચાલી ગઈ.

"હું ધારૂંછ કે તમે મી૦ હૉલીંગડેલ છેવ! હું વરના ક્રેનસ્ટન છું."

મી૦ હૉલીંગડેલે પાનછેયું ધુણાવી હાકારમાં જવાબ આપ્યો; અને વરનાને ટીકવા પડયો.

"મીસ ક્રેનસ્ટન!" તે જરા મોંહ મલકાવી બોલ્યો. "હું ધારૂંછ કે હું એક અણગમતો પરોણો છું! તમારા કાગળમાં જે સખ્ત શબ્દો તમે લગ્ન વિરૂધમાં લખ્યાછ, તે પરથી મી૦ ફોરેસ્ટ સીઇનજના પણ એવાજ વિચારો છે તે જાણી હું ધારૂંછ કે તમે ખુશી થશો!"

"અંદર આવો, મી૦ હૉલીંગડેલ!" વરના તેને લાયબ્રેરીમાં લઈ ગઈ. તેઓ ખુરશીપર ગોઠવાયાં.

"મી૦ સીઇનજને તો અમે જેમ તેમ સમજાવી પટાવીને તમારી સાથ પરણવા લલચાવ્યાછ; અને તેવીજ કોશેશ તમારી આગળ કરવા, તમને સમજાવવા હું અહીં આજે હાજર થયોછ. હું આશા રાખુંછ કે લગન વિરૂધનો તમારો ધીક્કાર કંઇક રવેસે ઓછો કરવામાં હું ફતેહમંદ નીવડશ." વરનાએ ખભાં ચઢાવ્યાં.

"શું તમે એમ કહેવા માંગોછ મી૦ હૉલીંગડેલ કે બાપ જન્મમાં નહીં જોયલા આદમીને કંઇ બી ઓળખ કે પિછાન વગર માહરે પરણવું? ને શું એક ઘડીભર બી તમે માનોછ કે તે તૈયાર છે."

"ને જો તે તૈયાર હોય તો તમે તેને માટે શું વિચારો?"

"કોઇ તદનજ મિજાં વગરનો તે બર્યોછ એમ માનું! ને એવા એક બુઝખને પરણવા કરતાં માહરો વારસો ખોહી દેવાને હું ખરાં જીગરથી રાજી થાઉં!"

મી૦ હૉલીંગડેલે ખુરશીમાં અકડવકડ કરી ખંખાર માર્યો અને પોતાની સામે બેઠેલી રૂપસુંદરી તરફ જોયું.

"ગુડ! હું એટલુંજ જાણવા માંગતો'તો, મીસ ક્રેનસ્ટન. હવે હું તમને મી૦ ફોરેસ્ટ સીઈનજના ઓપીનીયનથી વાકેફ કરશ. તેણે માહરી ઉપર એ સંબંધી કાગળ લખ્યું છે, જેમા તે પોતાની સગીના વીલની લગન સંબંધી કલમને સખ્ત શબ્દોમાં વખોડી કાઢે છે. તે લખેછ કે પૈસાની તેને ઘણીજ અગત છે. તેને માથે એક દિવાનો ભાઈ તથા તેના મોટા ભાઇની વીધવા પડેલી છે; જેઓના સુખને ખાતર તેના હાથમાં પૈસા આવે એવું તે ઘણું ઇચ્છે છે. તે તમને, મીસ ક્રેનસ્ટન તમને જણાવવાની રજા લેછે કે તમારી સાથ પરણવાની માંગણી કરવા કરતાં, મરી જવાનું તે બહેતર સમજે છે, કારણકે તે ખાત્રીથી માને છે કે એ બનવું તદન મહાલ છે. એ વિલની એ શરતજ બીલકુલ બેહુદી ને ન બનવાજોગ છે. પણ તે છતાં જણાવવાની રજા લય છે કે જો તમને પણ પૈસાની તંગી હોય તો તે તમારી સાથ શાદીની નામની ક્રિયામાંથી પસાર થવા રાજી છે, અને પરણ્યા પછી જો તમારી ઇચ્છા હશે તો તે તમારાથી જુદો વસવા માટે છુટો પડશે, અને તમારી ઉપર ભરથાર તરીકેનો દાવો કરવાથી પરહેજ રહેશે," તે ધારાના હીમાયતીએ પોતાનું બોલવું પુરૂં કીધું અને તેની અસર તેનાં કુળપર શું થઈ હતી તે જોવા પડયો.

"એવણના લેટરપરથી એવણ એક પ્રમાણીક અને સુઘા ગ્રહસ્થ લાગેછ. એવણે ધંધો શું કરેછ?"

"બેંકમાં કેસ્યર છે."

"મી૦ હૉલીંગડેલ મને અચકાયા યા શરમાયા વગર કહેવા દો કે મને બી પૈસાની તંગી છે. હું ભરત ગુંઠન કરી, છોકરીઓને ગાવાનું શીક્ષણ આપી માહરી માયનું ને માહરૂં જેમ તેમ પોશણ કરૂંછું."

"ત્યારે ફોરેસ્ટ સીઈનિજના કહેવા પ્રમાણે કરો, એટલે તમારી બેઉની મુજવણ ટળશે." તે ધારાનો હીમાયતી તેણીના ખુલાસાથી ખુશી થઈ બોલ્યો, "હું તો તમને તેમ કરવાની સલાહ આપુંછું."

"કેંકયું? માહરો પણ એજ વિચાર છે! તમે એવણપર લખો કે તેવણની યોજના મુજબ કરવા હું રાજી છું. પરણ્યા પછી હું તેવણથી તુરતજ છુટી પડશ. પછી તેવણ માહરે રસ્તે નહીં ને હું તેવણને રસ્તે નહીં. હું પણ પૈસા મેળવવા આતુર હોવાથીજ આય પગલું ભરૂંછું એમ તેવણને ખુલ્લું જણાવજો. ચાલો આપણે માયજીને આપણી વાતથી વાકેફ કરીએ. હું ખાત્રીથી માનુંછું કે તેવણ એ યોજના સમજી ફફડી ચટકી તો પડશેજ, પણ વૅલ, તેનો ડર નહીં, હું એવણને સમજાવી લેવશ."

---

## પ્રકરણ ૨.

---

"એક પરણેલા માણસ તરીકેની માહરી સલાહ એ છે કે કાંઈ બી ઉતાવળું પગલું તમો ભરતાં ના. પુખ્ત વિચાર કરીને સાથે રહેવું કે નહીં તેના નિર્ણયપર આવજો."

ઉપલું બોલનાર જ્યોર્જ હોલીંગડેલ હતો અને સમય વરના કેનસ્ટન અને ફોરેસ્ટ સીઈનિજની શાદીનો હતો. લગનની ટુંકી ક્રિયા ખતમ થઇ હતી અને તે ચારની ન્હાની પાર્ટી—ચોથી મોયા મેકનઝી હતી—એક રેસ-ટોરાંમાં લંચપર બેઠી હતી. મીસીસ કેનસ્ટને આવાં 'નહીં લગન જેવાં લગન'માં આવવા સાફ ધસીને ના પાડયું હતું.

વરના, ફોરેસ્ટને, જોઇ આટલીએ ખુશી થઈ ન હતી. સાહેબજી શેક-હેંડના ઢુકા અને ટચ તાજીમતવાજા બાદ તેણીએ પોતાના ભરથારને જરાએ વતારયો ન હતો. આખો વખત તેણી જયોર્જ હોલીંગડેલની બાજુમાં ને બાજુમાં રહી હતી અને તેની સાથેજ ગુફતેગો કર્યા કીધી હતી. અંતે જયોર્જે લંચની ટેબલ ઉપર મજકુર નસીહત આપવાની જરૂર જોઇ.

સીડનજે તે શીખામણ સાંભળી પોતાની મોહરદાર ગમ જોયું, પણ તે કાંઈ બોલ્યો નહીં.

"મી૦ સીડનજ જાણેછ મી૦ હોલીંગડેલ કે તમારીપર એવણે લખેલાં કાગળની મતલબ તમે મને કહીછ?" તેણીએ સફાઈથી વાત ફેરવી પુછ્યું.

"એ જાણેછ."

"તમે એવણને કહયું કે માહરાં વિચાર એવણના વિચારને મળતાજ છે."

"હા, મેં કહયુંછ."

"ત્યારે એ બાબદપર વધુ ચુનોચેરા કરવાની કંઈજ અગત નથી. અમો કંઇ પરણવા માંગતાં નહી હતાં, અમો તો પૈસા માંગતાં હતાં, અને તેથી આજે 'રેજીસ્ત્રાર'ને ત્યાં લગનરૂપી ફારસ અમને ભજવવો પડયો. હવે મી૦ હોલીંગડેલ અમારો વારસો અમને હવાલે કરી દેવાની તમારી ફરજ છે."

"ઑફ કૉરસ, મીસીસ સીડનજ," જયોર્જ હોલીંગડેલ બોલ્યો, "ચોંકોછ શું કામ, હવે તમારૂ નામજ એ છે. વારસો તમારે હવાલે થાય તે પેહેલાં તમો બેઉએ બે કે ત્રણ ડૉકયુમેંટસોપર સહી કરવી પડશે. કાલબાલ હું બધું નકી કરી નાખશ. કેમ તમે જાઓછ?"

"ઓ યસ, માહરાં માયને જલદી આવુંછ કરી હું પ્રોમીશ આપી આવીછ. મોયા ચાલેછ કે?"

મીસ મેકનઝીએ ડોકું ધુણાવી હા કહયું.

"હું તમારે વરે એક ટેક્ષી બોલાઉં?" મી૦ સીડનજે પુછ્યું.

"ઓ નો, ઠેંકયુ. અમે ટ્રામમાં જઇશું," વરના હસીને બોલી. "પણ હા, જો ખરા, હવે તો હું ટેક્ષી 'એફોરડ' કરી શકશ."

"હા," મી૦ સીડનજ બોલ્યો, "અને હું પણ! આજના દહાડાએ માહરી જીંદગીમાં નવો સફો ખોલ્યોછ. માહરી ઝેહમતભરી જીંદગીનો

અંત આજે આવ્યોછ. માહરી હાલત આજથી સુધરીછ અને તેને માટે તમારાં કાંકી તથા તમારો હું આભારી છું."

ફોરેસ્ટ સીઇનિજ છેલ્લા બોલો ભાગ્યેજ સમજાય એવા સાદે બોલ્યો; અને વરનાએ તે સમજ્યાજ ન હશે, કારણ તેણીએ તેને કંઇ પણ ઉતર આપ્યો નહી. તેઓ રેસટોરાંમાંથી બહાર પડયાં.

"તમારી પર અવારનવાર લખવા હું ચુકશ નહી—તમને તે માટે કંઇ વાંધો તો નથીની?" મી૦ સીઇનિજે પોતાની બાયડીને પુછ્યું. "તમે બી માહરાપર લખશો કેની?"

"જરા બી—નહી!" વરનાએ સાફ નાજ પાડી. "મને કાગળ લખવાનો ઘણો કંટાળો છે!"

"નેવર માઇનિડ! તમારી તરફથી એ બોલ ખબરના મેળવવા હું હંમેશ આતુર રહેવશ," તે બબ્ડિદ થયો. "આપણે આજે શાદીના ગાંઠથી એક થયાંછ એ તદન ભુલી જઇશું, અને સદંતર નવાજ ફેંડો હોઇએ તેમ પત્ર વેહેવાર કરશું! તમે તેમ કરવા તો રાજી છોની?"

"એ સામે મને કાંઇ વાંધો નથી." વરના ટેક્ષીમાં તેની મદદથી બેસતાં બોલી. મોયા પણ તેણી પાસ ગોઠવાઇ.

"ગુડ બાઇ મીસીસ સીઇનજ, હું તમારે ત્યાં કાલે અથવા પરમ દિવસે જરૂર આવીશ" જ્યોર્જ હોલીંગડેલે કહ્યું. ટેક્ષી ત્યાંથી હંકરાઈ ગઇ. અને જ્યોર્જ અને ફોરેસ્ટ એકલા પડયા.

"મીસ કેનસ્ટન, બધી રીતે માહરે મનગમતી મોહોરદાર છે," ફોરેસ્ટ સીઇનજે તે ધારાના દીમાયતીને કહ્યું.

"તે તો ઠીક, પણ તેણી તાહરે માટે એમ નથી ધારતીની?"

"નેવરમાઇનડ! તેમાં શું છે? વહેલે કે મોડે હું તેને જીતશ! મને ચાહવાને તેણીને લલચાવશ!"

"એ તુંને ગમેછ કે?" ટેક્ષી દોડવા માંડતાં મોયાએ વરનાને પુછ્યું.

"નહી! પણ મારે બસે તો એ પડયોજ! એ તો ઠીક છે કે અમે જુદાંજ રહેવાનાં છઇએ?"

"તાહરા વર માટે તને કાંઈ બી લાગણી નથી?"

"પણ શાની હોય? હજી તો મેં આજે એને જોયો, ને એનામાં એટલું બધું તે શું ખેંચાણ છે કે મને તેને માટે લાગણી થાય?"

"આવો સરસ માટીડો છે ને વળી તને ખેંચાણકારક નહીં લાગતો? અજબ જેવું, મીસીસ સીઇનજ?"

"એ નામે તું મને ના બોલાવતી હં! મોયા! એના કરતાં તો હજી પેલો હાલીંગડેલ મજેહનો છે!"

"પેલો ગોસનો ડુંગર!"

"વળી ગોસનો ડુંગર શાનો થયો? કેવું મજેહનું ભરેલું આંગ છે તેના ચેહેરાનો મૉડલ કેવો સરસ છે!"

મને તો એની વાત સમજીને દયા લાગી! બિચારો પરણેલો છે, એની બૈરી એના પૈસાપર આવીછ, અને વળી કોઇ એવી તો નફ્ટ મુઇછ કે પરણ્યા પછી બહારવનેજ પોતાના ધણી આગળ તેણીએ કહી દીધું કે તેણી તેની સાથ શા પર પરણી હતી!"

મોયા મેકનઝી તે સમજી હસી.

આપણે આ તબકકે આપણી આ ન્હાની વારતાને જરા થોભાવી આપણી વાર્તાની હીરોઇનિ વરના ક્રેનસ્ટનની એ જવાંન સાહીની જરીક ખબર લઇશું.

મોયા મેકનઝી તાલેવંત માબાપની એક પુરી લાડકી બેટી હતી તે ખુબસુરત દેખાવની અને વયે જવાંન હતી. ગામના ઘણાં જવાંનો તેણીની ખુબસુરતી ઉપર–અને તેથી ચાર ચાસણી જ્યાદા તેણીના ચીચોડા ઉપર મોહી પડયા હતા. પણ તે બધાંને મોયા મચક આપતી ન હતી. જો કે તેમાના થોડાક તો તેણી સાથ શેહાદીના ગાંઠથી જોડાવાને દરેક રીતે લાયક એવા શીખેલા, ભણેલા, આબરૂ ઇજ્જતદાર અને પૈસે પૂર હતા. મગર તેનો એક સબબ હતો.

મોયા બચપણથી એક ખુબસુરત દેખાવના જવાંન પાડોશી સાથ ભારી મિત્રાચારી રાખતી હતી. વખતના વેહેવા સાથ તે મિત્રાચારીએ પ્યારનો પ્રબળ જોશ ધારણ કર્યો હતો. મગર મોયાને કમનશીબે તે વિસ વર્ષની હતી ત્યારે તેણીનો જવાંન આશક જે એક મેલર હતો તે ઇટલીના અંદરના ભાગમાં આવેલાં એક ગામમાં લુટારાઓને હાથે જાનથી માર્યો ગયો હતો.

મોયા મેકનઝીને તે ફટકો ઘણો કારી લાગો હતો. તે દિનથી તેણી ઉડાશ જેવી ફરતી થઈ હતી; અને કોઈ બીજા લાયક જવાંન સાથ દિલ બાંધવાનો વિચાર તેણીએ ખરે મને ધીક્કારી કાઢ્યો હતો. જાન એક રહે છે, તેમ પ્યાર બી એકજ એમ તેણી માનતી હતી, અને પોતાના મરનાર આશકની ગમખાર યાદમાં સદા કુંવારીજ રહેવાનો વિચાર તેણીએ કર્યો હતો.

તેણી વરના ક્રેનસ્ટનની શિષ્ય થતી હતી. વરના તેણીને મ્યુઝીકનું લેશન આપતી હતી. તે બે જુવાંન ઉસ્તાદ અને ચેલીના મન ઘણી હદ સુધીના મળી ગયાં હતાં. બેઉને એક મેક ઉપર ઘણી પ્રિત હતી. અને તવંગર મોયા મેકનઝી ગરીબ પણ ઇજ્જતે માતબર વરનાને અવાર નવાર પોતાથી બનતી મદદ આપવા ઘણું ચાહાતી હતી મગર તે ઉપકાર સાથ વરના હરહંમેશ સ્વિકારવા ના પાડતી હતી.

ટેક્ષી વરનાનાં ઘર આગળ આવી થોભી અને પોતાની સહીને શેકહેંડ કરી તેણી ઘરમાં દોડી. એટલા ઉપરજ મીસીસ ક્રેનસટન બેઠાં હતાં; તેવણની પાસે પડેલી એક ખાલી ખુરશીપર વરના બેઠી.

"મમા, બધું પુરૂં થયુંછ!" ધીરે રહી તેણી બોલી "મેં માહરૂં નામ વીસ હજાર પાઉંડને ખાતર વેચ્યુંછ!"

* * *

"આય છેલ્લુંજ દસ્તાવેજ સહી કરવાનું છે, મીસીસ સીઇનિજ."

"ઠેંકયુ" વરનાએ સહી પુરી આપતાં કહ્યું, "હું કાંઈ બીઝનેસની રૂઢીઓ જાણતી નથી, મી૦ હૉલીંગડેલ. હું ઇનવેસ્ટમેંટસોને વરે કહુંછું. તમે માહરે માટે, જેમ માહરી કાકાને માટે તે સંબંધી કરતા હતા તેમ કરજો."

"શું તમે એમ નહી ધારતાં કે તમારા વર એ કામ માટે સઉથી વધારે લાયક છે."

"હું મી૦ સીઇનિજને ટ્રબલ આપવા માંગતી નથી. જો તમારી ધીકતી મોટી ફરમની નજરમાં માહરૂં આ કામ માથે લેવાનું છેકજ નહી જેવું અને નજીવું હોય તો મને કોઈ બીજા 'લૉયર' સાથ મેળવી આપો."

"માઈ ડીયર મીસીસ સીઇનજ, અમારી ફરમ તમારૂં કામ ઘણી મોટી ખુશી સાથ બજાવશે. તમે કહો તો એ માહરા હાથમાં રાખું ને તમો જો કહો તો માહરા વડા ભાગ્યાને સોંપું."

"તમારાંજ હાથમાં રાખો તો સારૂં," વરના બોલી, "વળી કોઈ નવા સાથ નવી ખટપટ. હવે હું ને તમે તો જુના મિત્રો જેવાં છઈએ એટલે કંઇ ખટપટ કે વાંધોજ નહીં."

"વેરી ગુડ! તમને કંઇ માહરૂં કામ પડે તો બેલાશક માહરી ઑફીસમાં આવજો, પણ તે માટેની ખબર મને એક દહાડો અગાઉથી આપવાને ચુકતા ના, નહી તો તમને અમથા ફેરા પડશે ને ખાલી ખોટી થવું પડશે. નહી તો મને એક કારડ લખશો તો હું પોતેજ અહીં આવશ પણ ઑફીસ ટાઇમ પછી આવશ!"

"ઓ નેવર માઈન્ડ! તેમાં શું? આય પેપરસ તમે રાખોછ કે?

"હા, ચાલો હું જાઉંછ, સાહેબજી."

"સાહેબજી."

## પ્રકરણ ૩.

"મીસ મેકનઝી છે કે?" એક ચીંદડેહાલ ભીખારી જેવા અવતારના શખશે ઉપલો સવાલ કરયો.

"છે!" બારણું ઉઘાડનાર નોકરે ડોળા ફાડી અજાયબીથી તે કંગાળ દેખાવના પુરૂશ તરફ જોયું.

"તેવણને કહો કે હું તેવણને મળવા માંગુછ!"

પેલી દાસી વધારે અજાયબીનાં સાગરમાં ગરકાવ બની. એ આય ભીખારી જેવો માણસ તેણીની શેઠાણીને શાંનો ચાલ્યો ચલાવ્યો મળવા આવ્યો હતો. તેનો હાવભાવ તો સઘળો એક ગ્રહસ્થને છાજતો હતો. તેનો ચેહેરો પણ રૂપાળો હતો, પણ તેના કપડાં એક ભીખારીના કરતાં પણ બદતર હતા.

"જાવ, મીસ મેકનઝીને કહો કે મી૦ ઑટો સેવીલની હું ખબર લાવ્યોછ," તે માણસે લગાર હુકમની ઢબે કહયું. તે દાસી ગઇ; અને થોડા વારમાં તેને અંદર લઇ જવા પાછી આવી. પેલો ચીંદડેહાલ સખ્સને મોયા

બેઠી હતી તે રૂમમાં મોકલી તેણી ચાલી ગઈ. બતાવેલા રૂમમાં પેલો દાખલ થયો. તેની અને મોયાની નજર એક થઇ, બે પળ તેઓ કાંઇ પણ બોલ્યા વગર એકમેકને જોવા પડયાં પછી મોયા ખુશહાલીની એક ચીસ સહીત તેના લંબાવેલા હાથોમાં જઈ પડી.

"ઓ ઑટો–ઑટો!" તેણી એટલુંજ બોલી શકી. ખુશહાલીથી તેણીની છાતી ઉછળતી હતી. પોતાના મુવેલા ધારેલા આશકને બે વરસ પછી જીવતો જાગતો તેણીં સામે આવી ઉભેલો જોઈ તેણી હરખને મારે ગોયા દીવાની જેવી બની ગઈ.

"મને માફ કરજે, વહાલી મોયા, મને માફ કરજે, કારણ કે મેં તાહરી પર લખ્યું નહીં. પણ જો તાહરીપર મેં કાગળ લખ્યું હતે તો કાગળવાળી ત્રેનમાંજ હું પણ અહીં આવતે. મોયા માફ કરજે, તું કહેશે કે ટેલીગ્રામ કાંય નહી કીધ્રો, પણ હું જાણવા માંગતો હતો કે તું હજી મને ચાહેછ કે? અને તે જોવા હું આવા ફાટાંતુટાં કપડાંમાં સજ થઈ તાહરા પ્યારની પરીક્ષા લેવા અહીં હાજર થયોછ; અને તે પરીક્ષામાંથી તું પેહેલે નંબરે પાસ થઈછે! હું જોઉંછ કે તું હજી મને ચાહેછ!"

"તાહરા સીવાય હું બીજાને કેમ ચાહી શકું?" પોતાના આશક તરફ દયકાની નજર કરી મોયા બોલી, "હું તને કદી વીસરી ગઈ નથી. ઑટો વહાલા, તું એટલો વખત કયાં હતો?"

તેણીએ પોતાના વહાલા ગમ હવે નજર ફેરવી જોયું. તેનો ચેહેરો નખાઇ ગયલો હતો. તેના ગાલમાં ખાડા પડયા હતા, તેના કપાળપર કરચળીઓ ચઢી હતી; તેના બે વરસ અગાઉના સુવાલા કાળા બાલો ઠેકાણે ઠેકાણે સફેદ બની ગયા હતા. તેનો આવો હાલ જોઇ મોયાનું જીગર દયાથી દાઝી ગયું. તેણે પોતાના હોથો તેના હોથોની સાથ મેળવ્યા, "ઓટો, માહરા વહાલા, તાહરીપર ઘણી જફાઓ ગુજરેલી લાગેછ."

"યસ્લો લેનસ્રરવાલો પેલો મોસ્ટીન તાહરા ધ્યાનમાં છે કે?" ઑટોએ પુછયું.

"હા?" જરા કમકમીને મોયા બોલી, "તેને હું જેટલો ધીકકારૂંછ તેટલું તો દુન્યામાં બીજા કોઈ માણસને હું ધીક્કારતી નથી."

"તેણે તાહરી સાથ પરણવાની માંગણી કીધેલી, નહી?"

"ફરી અને ફરીથી તેણે માહરા હાથની માંગણી કીધેલી? પણ તેનું શું ઑટો?"

"તે મરી ગીયોછ."

"તે સમજી હું કંઇ ઘણી દિલગીર નથી."

"સ્વીટ હાર્ટ, તે મરી ગીયો એ એક ખુશાની બીના છે. તે મરી ગીયોછ તેથીજ આજે હું અહીં છું?"

"એટલે?"

"આપણા લાંબા વિયોગ તથા માહરા મરણની ખોટી ખબર એ મોસ્ટીનની લુચ્ચાઇનેજ આભારી હતી? હું કહુંછ તે ધ્યાનથી સમજજે વહાલી મોયા, એ એક ઘણીજ દિલગીરી ભરી કાંહાંણી કીસ્સા જેવી વારતા છે. તું જાણતી હશે કે જે સ્ટીમર પર હું સેંકડ આફીસર હતો તે સ્ટીમરમાં માહરા કહેવાતા મરણ વખતે એ હીંદુસ્તાન જવા સવાર થયલો!"

મોયાએ ડોકું ધુણાવી હા કહયું. પોતાના પ્યારા પર વરસેલા દુઃખોના પહાડની ગમખ્વાર વાત સમજવા તેણી અતીશય આતુર બની હતી.

"એ લુચ્ચાએ બધો અગાઉથીજ માહરો કાંટો કાઢી નાખવાનો પ્લાન રચી રાખ્યો હશે. હું નેપલ્સમાં અમારી આગબોટે બંદર કરતાં ગ્રેહામ નામના એક ઠર્ડ ઑફીસર સાથ બંદર પર ફરવા ઉતર્યો. અમો બેઉ શહેરમાં જવા એક એકાંત રસ્તામાંથી પાસ થતા હતા તેટલાં છ ગળાં ફ્રાંસુઓએ અમારી પર હલ્લો કીધો. તેઓમાંના એકે માહરા માથા પર કકડાવીને બાંબુનો ફટકો માર્યો; અને હું બેશુધ બની તુટી પડયો."

મોયાએ જાણે તે દિલ કંપાવનારો દેખાવ પોતાની નજર આગળ બનતો હોય તેમ પોતાની આંખે આડા હાથ કીધા.

"જ્યારે હું સુધ્ધીમાં આવ્યો ત્યારે એક અંધારા ઓરડામાં પડેલો હતો, માહરી આસપાસ થોડા ગળાંફ્રાંસું જેવા વિકાળ ખવીસ ઇનસાનો બેઠા હતાં, માહરો યુનીફોર્મ કહાડી લેવામાં આવ્યો હતો અને તેને બદલે આયજ— હમણા માહરા દીલમાં છે તે ચીકડેલાલ પોશાક મને પેહેડાવવામાં આવ્યો હતો. ગ્રેહામનું શું થયું તેની મને ખબર ન હતી. પણ હમણા ખબર પડી કે તેની સાથ લડવાના જુઠા ઢોંગ કરી તે બદમાશોએ તેને નાહશી જવા દીધો હતો. મને બેશુધ બનેલો જોઇ ગ્રેહામ સમજ્યો કે હું મરી ગયો હતો, તેથી, તેણે સ્ટીમરપર જઈ માહરા મરણની ખબર આપી. માહરા મુરદાંની શોધ માહરા કેપટને કરાવી. પણ તે નહી મલ્યું ત્યારે તેઓએ અનુમાન કીધું કે તે પેલા હુમલો કરનારાઓએ

દરીયામાં ફેંકી દીધું હશે. હું જેવો જાગ્યો તેવોજ તેઓ મને બાજુના ઓરડામાં લઇ ગયા, જ્યાં કોરટ બેઠી હતી ને કોરટે કાંઇ વાંક સારૂ માહરી તપાસ લીધી. શા સારૂં યા શું વાંક માટે તેની મને ખબર નથી. મને તેઓની ભાશા સમજ પડી નહી કે તેઓ માહરૂં ઇંગ્લીશ સમજી શકતા હતા નહી. મને સજા ફરમાવવામાં આવી. શાને માટે, યા કેટલા વખત માટે તેની બી મને ખબર ન હતી. તેઓએ મને એક જેલમાં પુરયો. જેલની હાડમારીઓનું વર્ણન કરી તાહરૂં દિલ, મોયા, હું દુખવશ નહી. એટલુંજ કહેવું પુરતું છે કે મેં ઘણું સેહબ્યું: તેટલાં ખોદાયની મેહેરથી મને એક દારોગો ઇંગ્લીશ જાણતો મલ્યો. તેણે મને કહ્યું કે નેપલસથી થોડે દુર આવેલી કેટીલીલો ગામની જેલમાં હું હતો અને કોઇનું ખુન કરવા માટે મને આ જનમભેરના કેદખાનાની શીક્ષા થઇ હતી, હું દીવાનો હતો તેથી મને ફાંસીની સજા તેઓએ ન કરી હતી. મહીનાઓ દુ:ખ અને દલદેશરીમાં પસાર થવા લાગ્યા. એક સહવારે દારોગાએ મને ખબર આપી કે જ્યાં ગમે ત્યાં જવા હું છુટો હતો અને માહરા જેવા એક પુર સુધ્ધી બુધ્ધીવાળા આદમીને અને તે બી વળી એક બ્રિટીશ રૈયતને ગેરકાયદેસર કેદમાં રાખી મુકવા માટે ગવરમેંટ ઘણી દિલગીર હતી. ગવરમેંટે માહરીપર ગુજરેલાં ઘાતકીપણાના બદલામાં મને ઘણી સારી રકમનો બદલો આપ્યો તથા હીંદુસ્તાનથી મરતાં મરતાં મોસ્ટીને કરેલા ખરા એકરારવાળું કાગળ માહરા હાથમાં મુકયું. જેપરથી મેં જાણ્યું કે સઘળી બાજી અગાઉથી રચાઇ હતી. એક માણસનું ખુન કરી તેના ખુની તરીકે, પૈસાનું દાબદબાણ પોલીસમાં વાપરી, મોસ્ટીને મને ઠોકી બેસડાવ્યો હતો અને માહરી અદાલતમાં તપાસ ચલાવાવી હું દિવાનો હતો એમ પુરવાર કરી, મોયા તાહરા રસ્તામાંથી સદા માટે મને દુર કર્યો હતો. પણ માનવી ચાહેછે શું ને ખુદા કરેછે શું ? મોસ્ટીન ઇંડયામાં મરવા પડયો. તેનું અંત:કરણ તેણે ભરેલાં કરતુકી પગલાં માટે દંખવા લાગ્યું. તેણે ખરો ખુલાસો નેપલસની ગવરમેંટપર લખી મોકલ્યો અને માહરીપર તેણે ગુજારેલાં નાહેકના જુલમાતના બદલામાં તેણે પોતાની સઘળી માયાપુંજી તથા એસ્કયામત માહરા નામપર કરી છે. આય માહરી ગમખાર કાંહાંણી છે, મોયા ડીયર!"

"ફકત તું જીવતો છે એવી મને ખબર હતે તો જે દુ:ખમાં મે દહાડા કહાડયાછે તે હું નહી કહાડતે. તાહરા મરણની ખબરે મને તદનજ દિવાની જેવી બનાવી મેલી અને તે દહાડેથી આજ સુધી દિવસ અને રાત તાહરી દુ:ખભરી યાદ માહરે હૈયે સદા રહીછે!"

"મોયા ડારળીંગ, સઘળી ગઈ ગુજરી હવે આપણે ભુલી જઇશું અને ભવીશના દહાડા અમન ચમનમાં કહાડીશું. હું પાછો હવે સ્ટીમરપર જનાર નથી. મોરટીનની ગંજાવર દોલતનો હવે હું માલેક હોવાથી એવા ધંધા ચાકરીની મને વધુ વાર ગરજ નથી!"

## પ્રકરણ ૪.

બેઉ બુઢી ધાખરીઓ—મીસીસ ક્રેનસ્ટન અને મીસીસ મેકનઝી—એક-મેકની અદેખાઈ કરતાં હતાં. "માહરી પરણેલી દીકરી નહી પરણેલી જેવી જીંદગી ગુજારે, જાહેરમાં પોતાના વરને નામે ફરે અને છતાં તેની સાથ સંબંધ ન રાખે એ શું મને ઓછો સંતાપ છે," મીસીસ ક્રેનસ્ટને બળાપો કર્યો.

"તમે બી શું જે અમથોજ બળાપો જુરાપો કરોછ? બળાપો તો મને કરવાનો છે કે માહરી મોયા પરણીને માહરાથી છુટી થશે.—માહરી નજર આગળથી દુર થશે, જ્યારે તમે તો વરનાને તમારીજ આંખ સામે સદા માટે રાખશો. અને હજી બી મોડું કયાં થઈ ગયું છે જે તેની વાત. કદાચ વરનાના વિચારો ફરશે ને ભવિશમાં મી० સીઇનિજ સાથ રહેવા ખુશી બતાવશે."

"શું તમે એમ ધારોછ કે વરનાના વિચારો બદલાશે?"

"હું તો એમ નથી ધારતી" મીસીસ મેકનઝી હસીને બોલ્યાં, "પણ માહરી મોયા એમ ધારેછ."

ઑટો સૅવીલ જલદી જલદી પરણી સંસાર સુખનો લાહવો ચાખવા આતુર બન્યો હતો.

"બે લાંબા વરસો સુધી આપણે થોભ્યાંછ." તે મોયા આગળ બોલ્યો, "હવે તો એક દહાડો બી તાહરા વગર રહી શકું એમ નથી!"

ઑટો અને વરનાને પણ ઠીક દોસ્તી પડી હતી. ખાલેસ મનના તે ભડભડયા જવાંને વરનાપર પોતા માટે સારી અસર કરી હતી; અને આપ-

બળપર મગરૂર તે ઇંગ્લીશ છોડીએ ઓટોપર પોતાને માટે તેવીજ અસર નિપજાવી હતી.

ઑટો મોયા । આવી લાગેલા વરસપર કાંઇ સુંદર ભેટ પોતાની ડારબીંગને કરવા ઘણો આતુર હતો. તેનો વિચાર એક હીરા કે બિલ્યાણની ફાંકડી વીંટી મોયાને આપવાનો હતો. પણ પોતે જો એક પોતાની ખુશીની વીંટી ખરીદી લાવી તેની વ્હાલીને ભેટ કરે તો તે મોયાને પસંદ પડશે કે એ માટે તે શકમંદ હતો.

તેણે વરનાને એ બાબદસર 'કન્સલ્ટ' કરવાનો વિચાર કીધો.

"હું ધારૂં છું કે તમે એ બાબદમાં મદદ કરી શકશો. તમે મોયાની પસંદગી કેવી ચીઝોપર છે તે જાણતા હશો, તેથી, એ વીંટી તમારી પસંદગીની ખરીદાશે. તો તે વહાલીની બી પસંદગી પામશે."

"જો તમો મી૰ સેવીલ એમ ધારતા હો તો હું તમારી સાથ વીંટીની ખરીદી કરવા આવશ." તેણીએ હસીને જવાબ આપ્યો.

રીજંટ સ્ત્રીટના એક પ્રખ્યાત ઝવેરીને ત્યાં વીંટી ખરીદવા તેઓ એક ટેક્ષીમાં જતાં હતાં તેટલાં સ્ટેંડ આગળ તેઓની સામી સાઇડથી એક ટેક્ષી પસાર થઈ ગઈ તે ટેક્ષીમાં બેઠેલાએ વરનાને જોઈ પોતાની ટોપી ઉંચકી પણ ઑટોપર નજર પડતાં તેને પોતાનું ડોકું બીજી બાજુ ફેરવી નાંખ્યું. ઓટોએ વરનાને કોઇને સાહેબજી કરતો જોઈ પોતાની ટોપી ઉંચકી. "બાઈ જોવ! કોણ? હૉલીગડેલ! જરા એક મિનીટ અગાઉ માહરી નજર એનીપર પડી હતે તો એ માહરા ફ્રેંડને જરા ઘણે લાંબે છેટે ભેટતે સહવારે હું એને મળવા ઑફીસમાં ગયલો, પણ એ મને મળ્યો નહી. એ કમબખ્ત સોલીસીટરો હંમેશા જ્યારે જોવ ત્યારે રોકાયલાજ રહે છે. તમારા સોલીસીટરો એ લોકજ છે નહી?"

"શું જી—શું કહયું?" વરના કાંઇ ઉંડા વિચારમાં ઓટોના પહેલા બોલો સાંભળી પડી ગઇ હતી તે બોલી, "તમે શું કહેતા'તા?"

"મકુજે હૉલીંગડેલ એન્ડ સન્સવાળાઓ તમારા સોલીસીટરો છે કે?"

"હા, માહરી મરનાર કાકીના ધારાના હીમાયતીઓ એ લોકોજ હતા અને હવે મારા પણ એ લોકોજ છે!"

"આય હમના ગીયા તે મી૰ જ્યોર્જ હૉલીંગડેલ માહરી સાથ વેસ્ટ મિનિસ્ટર સ્કુલમાં શીખતા હતા. અમે ઘણા જુના મિત્રો છીએ!"

વરના કાંઇ ધાસ્તીને મારે ફીકી ફ્રચ મારી ગઈ હતી. તેણીએ ઑટોને કાંઈ જવાબ આપ્યો નહી. તેણી કાંઈ ઘણા ઉંડા ખ્યાલમાં પડી. ઑટો તેણીને વાત કરવાના મુડમા નહી જોઈ ચુપ બેઠો.

યા ખુદા! ધાસ્તી ખાઇ ઘણાજ ઉંડા ને ભયભીત ખ્યાલમાં વરના રોકાઈ જાય તેમાં નવાઇ શી હતી? કેવો ઝાલીમ ભયાનક દગાનો તેણી ભોગ થઈ પડી હતી! જે માણસને તે ફૉરેસ્ટ સીઇનજ માનતી હતી તે તો જ્યોર્જ હૉલીગડેલ નીકળ્યો, ત્યારે પેલો જ્યોર્જ હૉલીગડેલ કોણ? શું જ્યોર્જ હૉલીગડેલ ફોરેસ્ટ સીઈનિજ બી હતો? શું તે બે નામો ધરાવતો હતો? પણ જ્યોર્જ તો પરણેલો હતો તેને તો બચ્ચાં છોકરાં હતાં; ત્યારે શું તેણે જીવતી બાયડીપર બીજી બાયડી કીધી હતી? યા પરવર ત્યારે તો આ બીજાં લગન તદ્દન નારવા હતાં. જે છુટથી પોતાની કાકીના પૈસા તે હાલ ઉડાવી રહી હતી; તે પૈસાપર હજી તેણીનો કશો હક ન હતો.

દગો-સરયામ દગો તેણી સાથ ખેલવામાં આવ્યો હતો. ચેતાવ્યા વગર ઓફીસમાં નહી મળવા આવવાના પેલા દગારા સોલીસીટરના માયા-કુળ (તે વારના) શબ્દોમાં શું પ્રપંચ સમાયલો હતો તે તેણી હવે સમજી શકી.

ઝવેરીની દુકાન આવી લાગી. વરનાનું ચિત બીલકુલ ઠેકાણે ન હતું. તેણે એક ફાંકડી વીંટી પસંદ કીધી અને તે ખરીદીં તેઓ બહાર પડયાં. તેણી એટલી તો ચકભમ બની ગઇ હતી હતી કે તેણીએ તુરતનીજ ખરીદેલી વીંટી શાની હતી—હીરાની હતી-પોખરાજની હતી-કે માણેકની હતી યા શાની હતી તે પણ એટલા વારમાં તે ભુલી ગઈ હતી.

"હું માહરી એક સહીને મળવા જવા માંગુંછ. મી૦ ઑટો," તેણીએ દુકાનની બહાર નીકળતાં ઓટોને ફેરવવાની યુકતી રચી, "તમે જાવ, હું ઘરે આવીશ."

ઓટો ગયો. તેના ગયા, પછી તેણી એ એક ટેક્ષી બોલાવી અને હૉર્લીંગડેલ એન્ડ સન્સ, સોલીસીટરોની ઓફીસ પર હાંકવા શોફરને કહ્યું.

મી૦ જ્યોર્જ હૉલીગડેલ આગળ ઓચીંતી હાજર થઈ તેની સામે થયલા દગાનો લટકો ફટકો કરી નાખવા, તેણી સામે રમાયલા દાગાનો ભેદ જાણવા તેણી ઘણી આતુર બની હતી.

એક તોપનો ગોળો જો જ્યોર્જ હૅાલીગડેલના પગ આગળ આવી પડયો હતે અને તેનાથી તે ચોંકયો હતે તે કરતાં વધુ વરનાને પોતાના ઑફીસ રૂમમાં ઓચીંતી ધસી આવેલી જોઈ તે ચમકયો.

"કેમ મી૦ હૅાલીંગડેલ?" વરના બોલી. તેઓ એક બીજાને દીગમુઢ બની ટીકતાં થોડીક પળ ઉભાં. અંતે ત્યાં પંથરાઈ રહેલી ગંભીર ચુપકીદી વરનાએજ તોડી.

"હું અહીં કાંય હાજર થઈછ તે કહેવાની કાંઈજ ગરજ નથી. મને મી૦ સીવીલે કહયું કે તમે ખરેખર કોણ છો. તે સમજી ખચ્ચીત હું ઘણી ગભરાઈ ગઈ. હું હંઈ એટલા માટેજ આવીછ કે તમારી પાસ ખુલાસો મેળવું કે આવો ભયંકર પ્રપંચ તમે માહરી સામે શા માટે રચ્યો? અને કાંય રચ્યો? મેહેરબાની કરી ખરૂંજ કહી દેવો."

"મેં નથી રચ્યો પણ ફોરેસ્ટ સીધનજે રચ્યો છે" હૅાલીંગડેલ ધીમેથી બોલ્યો. "મેં તો તેને પહેલેથીજ કહયું કે એ નહી બને એવું છે, પણ તેણે મને લલચાવ્યો, સમજાવ્યો, પતાવ્યો અને મને અંતે પોતાના હમશરીક બનાવવામાં ફાવ્યો. તે એટલુંજ જોવા માંગતોતો—"

"માફ કરજો એકજ પળ—મેં મી૦ સીધનજને જોયા છે કે?"

"ઓ યસ, તે તમારી આગળ માહરૂં નામ ધારણ કરી આવ્યો હતો; માહરી રજામંદી વગર તે તમારે ત્યાં ઓચીંતો પેહેલે આવ્યો હતો ને બધો ગોલોપીંદારો વારી દીધો હતો. તે માહરો એક જાણી મિત્ર હોવાથી હું તેને કંઇ કરી શકયો નહી. તે ફકત એટલુંજ જોવા માંગતો હતો કે તમે કેવાં છો. મીસીસ સીધનજ, તે તમોને જોતાંજ તમારા પ્યારમાં પડયો, અને તમને પરણુવા તૈયાર થયો પણ તમે રાજી નહી હોવાથી તેણે આ યુકતી રચી. તેણે લગન માટે રેજીસ્ટ્રાર પણ પોતાનો ઓળખીતોજ શોધી કહાડયો અને તેને પણ પોતાના આ કામમાં સામેલ થવા કેટલી મુસીબત પછી સમજાવ્યો. તેનો વિચાર પોતાના લગન પ્રતિનિધી મારફતે (Marriage by Proxy) કરાવવાનો હતો, મને તે પ્રતિનિધી બનાવવનો હતો, જ્યારે ક્રીયાનો બોલવા ચાલવાનો ભાગ સઘળો પોતે તે ભજવનાર હતો. એ ભાગ ભજવવો તેને મનસે બચ્ચાંની રમત સરખું હતું કારણ તે એક અથંગ પેટે બોલું પચી છે. લગન સઘળાં કાયદાસર રીતે થયાં છે."

"હું નહીં સમજી શકતી કે મી૦ સીઇનિજને એવો પ્રમાણીક પ્રપંચ, જો તમારૂં કહેવું સાચુંજ હોય તો, રચવાનું શું કારણ મળ્યું ? જો તેવણ મને જોઇને ખુશી હતા તો પછી એવા ઘેલાંગાંડાં કાઢવાનું કારણ શું ?"

મી૦ હોલીંગડેલે ખંખાર માર્યો, જરા હસ્યો અને પાછો ખંખાર માર્યો "તમારી તરફના તેના બળવાન પ્યારે એ સઘલુ કરાવ્યુછ." વરના ઓશકને મારે રાતી બની ગઇ. તેણીની છાતીમાં ખુશહાલી વ્યાપી રહી. તેણી પણ જવાબમાં હસી.

"તમે તો પરણેલાછોની? એ જાણી હું ખુશી છું! હું તો મકું જે——"

"હું તમારો વર થવા માંગશ, મીસીસ સીઇનિજ," તેણીનો વાકય તેણે પુરો કરી આપ્યો, "શું તમે એવી ફીકરમાં પડયાં?"

"હા," હસીને વરના બોલી, "પણ એ બાબદ કોઇને કાને નહી જાય. પ્રપંચ પકડાઇ ગયુંછ એમ મી૦ સીઇનિજને બી જાણવા ના દેતા. ફકત આપણા વચ્ચેજ એ ભેદ રાખજો, હું વિચાર કરીને ભવિશમાં શું કરવું તે કહેવશ."

"મોટી ખુશી સાથે, મીસીસ સીઇનજ! ભવીશ માટે કંઇ નકકી વિચાર પર તમે આવ્યાંછ ખરાં કે ?"

"નહી! પણ એમ પુછું કે એના દીવાના ભાઇ તથા વિધવા ભાભીની વાત ખરી છે કે ?"

"હા!"

"હું વિચાર કરીને તમને શું કરવું તે કહેવડાવશ, તેટલાં ગુડ-બાઇ, મી૦ હૉલીંગદેલ!"

"ગુડ-બાઇ, મીસીસ સીઇનજ!" જયોર્જ ટેક્ષીવેર વરનાને મુકવા ગયો; ટેક્ષી તેણીને લઇ હંકરઇ જતાં તે બબડયો "સીઇનિજને ખરી વાત કહું ? નહી! જે થવાનું હોશે તે થશે. વરનાની બી સીઇનિજ માટે ખાટી મીઠી મરજી લાગેછ. હાં! તેમ જો હોય તો એ માહરો વહાલો લકી-ચેપ કહેવાય!

---

# પ્રકરણ ૫.

"આરમાદેલ.

બુધવાર.

ડીયર મી० હૉલીંગડેલઃ—માહરા માતાજીની સલાહ છે કે માહરે વીલ કરવું માટે મહેરબાની કરી મને એ બાબદ માટે મલી જશો. બને તો આવતી કાલે બપોરે. હાલ એજ,

તમારી વીશવાસુ,

વરના સીઇનજ."

જ્યોર્જ હૉલીંગડેલને વરના સાથ તેની પેલી યાદગાર મુલાકાત પછી એક અઠવાડયું રહી એક સવારે ઉપલું કાગળ મળ્યું. તેની સાથ એક બીજું બી નીચલું કાગળ હતું.

"ડીયર મી० હૉલીંગડેલ—ઉપલું કાગળ માહરા વર પર મોકલાવજો અને તેને આવતી કાલે બપોરે આવવા કહેજો. સઘલું છુંપુંજ રાખજો."

જ્યોર્જે પહેલું કાગળ ફોરેસ્ત સીઇનિજ પર મોકલી આપ્યું અને પોતાની વહાલી સાથ ફરી મેલાપ થવાની અને વાતચીત કરવાની તક મલેલી જાણી સીઇનજ ઘણો ખુશી થયો. અને બીજે દીને બપોરે વરનાને ત્યાં જઇ પુગો.

"આવો, આવો મી० હૉલીગડેલ આવો." વરનાએ પોતાનો વર કે જેને માટે આજ અઠવાડયું થયું તેના દીલમાં પ્યારની લાગણી પ્રગટી રહી હતી તેણે હસીને પોતાના ધારાના હીમાયતીજ તરીકે આવકાર આપ્યો. તે આજે તેને વધારે—રાબેતા કરતાં ખુબસુરત લાગતો હતો અને ફોરેસ્ટ સીઇનજની બી તેજ હાલત હતી. આજે તેને વરના બેહદ બ્યુટીફુલ લાગતી હતી.

"આપણું બીઝનેસ હવે શરૂ કર્યે," વરના એક ડેસકમાંથી એક કાગળ કાઢતાં અને ફોરેસ્ટ સીઇનિજના હાથમાં આપતાં બોલી, "આય માહરૂ વીલ છે. એ કાયદા કાનુન પ્રમાણે હવે તમે લખો!"

તે વાંચવા પડયો, અને તેના ચહેરા પર થતા ફેરફારો બહુ ધ્યાનથી તે માર્ક કરવા પડી તે વાંચી રહયો, અને બોલવા ગયો પણ તેનો સાદ ખોખરો નીકળ્યો, તેણે ખંખાર માર્યો. "શું તમારા સગાં વાહલા નથી, મીસીસ સીઇનજ."

"છે કુંડીબંધ છે, પણ તેઓ સાથ મને કાંઈ સનાન સુતક નથી!" વરનાએ કહયું, "માહરા વરનેજ માહરી પછી મલે એવું હું ઇચ્છુંછ"

"માહરા વર!" એ શબ્દો સમજી ફોરેસ્ટના દીલમાં કંપારી છુટી તેના દીલમાં અદેખાઇનો આતશ બરપા થયો! ઉફ્! તેણી પેલા ખોટા માણસનેજ ચાહતાં અંતે શીખી હતી. વરનાને પોતાના ભરથાર માટે કંઇ લાગણી હતી એ સમજી ફોરેસ્ટ ખુશી થયો, પણ ખુશીની સાથે અદેખાઇએ પણ તેના જીગરમાં વાસો કીધો કારણ તેના વિચાર પ્રમાંણે વરના જયોર્જને પોતાનો વર સમજતી હતી.

"સીઇનિજને કંઈ એવા પૈસાની ગરજ નથી?"

"નહી—મી૦ હોલીંગડેલ ઘણી છે!"

"પણ તે કંઈ તમારી સાથ એવીજ ઉદારતાથી વરતનાર નથી!"

અને તે વરતી શકેજ નહી કારણ તેને માથે તેનો દીવાંનો ભાઈ તથા વિધવા ભાભી પડેલાં છે."

"પણ એને જે મલ્યુંછ તેટલાં પર તે શુંકરાના કરતો હશે!"

"પણ હું તેને દેખાડવા માંગું છું કે માહરૂં તેને માટે ઘણું સારૂં મત છે બલકે હું તેને ચાહું છું."

વરનાની ધારણા પાર પડી. તે છેલ્લા ફટકાની અસર તેના ભરથાર પર આબાદ થઈ. તે ચીકકોફ્ચ મારી ગયો. યા ખુદા! તેની મનની મુરતી તો પેલાનેજ પોતાનો ભરથાર સમજી તેના પ્યારમાં પડી હતી તેનું જીગર દુ:ખથી ચીરાઈ ફસાઇ જતું હતું.

"શું છે? મી૦ હોલીંગડેલ!" વરનાએ પુછયું.

"માફ કરજો મી૦ સીઇનજ," તેણે વાત ઉડાવી, "મને ગાઉટનો મરજ છે. એકાએક તેનું જોર થઈ આવ્યું હોશે!" તેણે ફેંકયું.

"અરે! અરે! હું સમજી ઘણી દિલગીર છું," વરના ખરો ભેદ પામી જઇ મનમાંજ હસ્તાં બોલી, "એ તો ઘણું ખરાબ દરદ છે. એ વીલ તૈયાર કરી લાવી કાલે માહરી સહી લેજો. લેવ મમા આયાં."

મીસીસ ક્રેનસ્ટન ઓરડામાં દાખલ થયાં.

"હું તમને જોઈ ઘણી ખુશી છું, મી૦ હોલીંગડેલ," તેવણ બોલ્યાં, "કાંઈ ઘણે દહાડે મળ્યા. શનીવારે મેકનઝીવાલાઓને ત્યાંના લગનમાં આવવાના છો કે?"

"મેકનઝીવાલાઓ? ન-નહી મીસીસ ક્રેનસ્ટન, "મને તે દહાડે ઘણું રોકાણ છે."

"મમા. મી૦ હોલીંગડેલને ગાર્ડનો મરજ છે," વરનાએ ફોરેસ્ટની દયા ખાધી.

"હું સમજીને ઘણી દિલગીર છું, મી૦ હોલીંગડેલ. તમે માહરી દીકરીને જરા સમજાવો કે હવે પોતાના વર સાથ દોસ્તી પાડે!"

"માહરા વીલની વાત અમે કરતાંતાં, મમા."

"તે તો ઠીક; હું તો એવણને એમ કહુંછ કે સંસાર સુખના ફાયદા વિશે એ બોલ શીખામણના એવણ તને કહે."

"હું માહરૂં કામ બરાબર સમજુછ, માયજી."

"તાહરી ધણીઆણી તરીકેની ફરજમાં તો તું તદન પછાત છે. હું શું ખોટું કહુંછ મી૦ હોલીંગડેલ?"

પણ મી૦ હોલીગડેલ—મી૦ ફોરેસ્ટ સીઝનજ શું તેવણનું કપાળ કહે?

"માહરી ફરજ હું બરાબર સમજુંછ. ફોરેસ્ટને કાંઈ અડચણ નથી એટલે પછી તમે શાની ખાલી ખટરાટ કરોછ. માફ કરજો મી૦ હોલીંગડેલ, જરા મને કાગળો લખવાંછ," વરના એટલું બોલી ત્યાંથી ચાલી ગઈ, તેણી સામે રચાયલા પેલા પ્રમાણીક પ્રપંચ માટે તેણે હજી પોતાની માયને કંઈ બી કહયું ન હતું. તેણી ઓરડામાંથી બહાર નીકળી તેની પાસેનાજ ઓરડામાં ગઇ અને પોતાની માતા તેણીના વર સાથ તેણી વિશે શું વાત કરતી હતી તે બારણાની કળમાંથી સમજવા લાગી.

"વરના ઘણીજ જીદી છે, મી૦ હોલીંગડેલ," મીસીસ ક્રેનસ્ટન બોલ્યાં, "એતો તમે હમણા જોયું હશે."

"નહી! મીસીસ ક્રેનસ્ટન!"

"ઘણું અજબ જેવું! તમે લૉયરસો તો હમેશાં ઘણા ચગોર રહેવછ! એ ઘણીજ જીદી દુકરી છે!"

"હું ધારૂંછ તેમ તો મીસીસ સીઇનજ ઘણાજ ટેકવાળાં, ખબરદાર, અને ડાહ્યાં છે!"

"પણ તમારાં મત જેવું મત કંઈ એના પેલા વર થતાનું નહી હશે!"

"મી૦ સીઇનીજનું બી એવુંજ મત છે ને તે એવણ સાથ રહેવા બેહદ રાજી છે!"

"ત્યારે તે અહીં આવીને હરવાયો ખરીખંખારીને કહી કાંયની દેતો!"

"એ બાબદ એ લોકજ સમજી લે તો સારૂં!"

"પણ તમે ખાત્રીથી માનોછ કે એનો વર થતો એને ચાહેછ?"

"હા જીગરો જાનથી ચાહેછ? પણ વરના—"

"વરનાના વિચારો બી હાલ ખાટા મીઠાં થયલા લાગેછ!"

"હું તે સમજી ઘણો ખુશી છું!" જેમ તેમ ફોરેસ્ટ બોલ્યો. તે બોલો તેના મોંહનામાંથી નીકળતી વખત તેનાં ગલાંમાં કંઈ ખુચતું હોય એવું તેને લાગું. યા પરવર, તેની આશાઓ પર પાણી ફર્યું હતું! તે ચાદર જેવો ફીકકો મારી ગયો.

વરના આટલું સમજી બારણા આગળથી ખસી ગઇ, તેણીએ વિચાયુ કે તેણીએ જે સમજ્યું હતું તે પુરતું હતું.

---

## પ્રકરણ ૬.

---

પેલા ખોટા માણસના પ્યારમાં પોતાની મનની મુરતીને પડેલી જોઈ ફોરેસ્ટ સીઇનિજ તો સકમબકમ બની ગયો હતો! તેનું જીગર દુઃખથી ચીરાઇ ફસાઇ જતું હતું પણ કરે શું? કહે કોણ કાકાને? જે થયું હતું તે તો બધી તેનીજ મુર્ખાઇ અને હુંલડાઇથી થયું હતું એટલે ગળે ગાંઠ ને મોંઢે ડુચો દાબી બેસી રહેવામાંજ શોભા હતી. તે ખુલાસો કરી લટકો ફટકો કરી નાખવા તૈયાર થયો; પણ વરનાના ગુસ્સા તથા મીજાજની તેને ખબર હતી. વખતે ખુલાશો સમજી વરના વધુ ગુસ્સે થઇ તેને હડકાતી

કાઢે તો ? બસ હવે તો ખુદા પર આધાર રાખી જે બને તે ચુપચુપ બનવા દેવામાંજ શોભા હતી.

બીજે દહાડે વીલ તૈયાર કરી વરનાની તથા સાક્ષીઓની તે સહી લેવા ગયો, ત્યારે વરનાએ તેને અધુરામાં પુરો વધુ જોલાબ આપી તેના આજોરદે થયલાં દિલને વધુ આજોરદે કરી મેલ્યું.

"મી૰ હોલીંગદેલ," તેણી બોલી, "હું ધારૂંછ કે તે દહાડે તમે આપેલી કીમતી નસીયત પર અમલ કરવામાં સારૂં છે. માયજીનો બી તેવોજ વિચાર છે, એટલે તે મુરબ્બી તથા તમારા જેવા ખરા ખયરખ્વાહનો બોલ હું માથે ચઢાઉંછ અને ફોરેસ્ટ સીઇનજ સાથ દોસ્તી કરી તેની મોહોરદાર તરીકે તેની સાથ રહેવાનો વિચાર કરૂંછ. કેમ તમે હવે ખુશી છોની ?"

ખુશી ? તે બિચારાંના દિલમાં શું ઊંડલપાઠલ થતી હતી તે તો તે બિચારાનો જીવજ જાણતો હતો. તેનો ચેહેરો ચાદર જેવો ફીકકો ફ્ચ મારી ગયો હતો, જે તેના દિલમાં ઉઠી રહેલાં દુઃખ અને નાસીપાસીના શોલાની ગવાહી આપતો હતો.

"હં-હું ધ-ઘણો-ખુશી-છું !" તે મહા મુશકેલીથી બોલ્યો.

વરના તેને દુઃખી બનેલો જોઇ પોતે બી મનમાં ઘણી રંજીદા થતી હતી, પણ આવા સખ્ત જોલાબો આપ્યાથીજ તેણી અંતે ફાવશે—અને જે બેઅદબી તેણી સાથ તેણે વાપરી હતી તેનો થોડો ઘણો બદલો મળશે એમ માનતી હતી, હવે તે બધું ઝટ ને પટ ખરૂં કબુલી દેશે ને તેઓ વચેના વિયોગનો અંત આવશે એમ તેણી ધારતી હતી.

વરનાની કાકીનાં વિચીત્ર વિલ, તથા તેની રૂએ થયલી તેણીના ફોરેસ્ટ રીઇનજ સાથની શાદીની વાત મોયાને મોંઢે સાંભળી ઑટો સેવીલ દિલગીર થયો. વરના સાથ હમણા હમણા તેને ઘાડી દોસ્તી બાઝી હતી અને ફોરેસ્ટ સીઇનજ તો તેનો સ્કુલ ચમ થતો હતો. પોતાના એ મિત્ર જોડાંને એક કરી આપવાનો તેણે નેક ઠરાવ કીધો.

"મોયા ડીયરેસ્ટ !" ઑટોએ પોતાની ધણીઆણીને કહયું. તેઓ વચ્ચે શાદી થયાને આજે પાંચ દહાડા થયા છે અને એક ફાંકડી ઇલેકટ્રીક યાટમાં તેઓ પોતાનું હનીમુન ખુબ મોજ મજાહમાં ગુજારે છે, "વરના અને ફોરેસ્ટને આપણે એક કરી આપ્યે તો કેવું ?"

"જો તેમ થાય તો હું બેહદ ખુશી થવશ. વરના માહરી જીવેંજાનની સહી થાય છે."

"ફોરેસ્ટ સીઇનજ બી માહરો ચમ થાય છે. એ લોકને આપણે આપણી યાટપર થોડા દહાડા આવવા કહીએ. આપણને બી મજાહનું સોહ-વઈજશે ને એક કાંકરે બે પક્ષી મારવા જેવું થશે. આપણે વરનાને ફોરેસ્ટ આવવાનો છે ને ફોરેસ્ટને વરના આવવાની છે કરી ચેતાવશું નહી. જો તેમ કરશું તો એ લોક નહી આવશે."

"ઓ યસ! હું હમણા વરનાપર ચીઠી લખી નાખુંછ; તું ફોરેસ્ટને તેડાવવાની ગોઠવણ કર!"

વરનાને ફોરેસ્ટની એક દહાડો અગાઉ યાટપર તેડી હતી અને ફોરેસ્ટ બહારવને ત્યાં આવવાનો છે એવી તેણીની બલારતને બી ખબર ન હતી.

બીજી સહવારે તે કેબીનમાં નૉવેલ વાંચતી હતી. ઑટો તથા મોયા ફોરેસ્ટના આવવાની વાર જોતાં હતાં. અંતે તે આવી પોંહોંચ્યો.

"મી૦ સોઇનજ, આય માહરાં ધણીઆણી; મોયા ડારલીંગ એવણ માહરા સ્કુલ ચમ મી૦ ફોરેસ્ટ સીઇનજ."

તેઓ બેઉ એકમેકને જોઇ ચમકયાં.

"મી૦ હોલીંગડેલ!" મોયા અજાયબ બની બોલી.

"માફ કરજો મીસીસ સેવીલ, હું મી૦ હૉલીંગડેલ નથી. હું ફોરેસ્ટ સીઇનજ છું." ફોરેસ્ટ બોલ્યો અને ત્યાર પછી સઘલો ખુલાસો તે જોડાં આગળ તેણે કર્યો. તે ફરીથી વરણવાની જરૂર નથી કારણ વાંચક ડીયર તું તે મી૦ હૉલીંગડેલને મોઢે અત્યાર આગમજનો જાણી ચુકયો છે.

"તમારી આય પ્રમાણીક લુચ્ચાઇથી વરના માહીતગાંર છે કે?"

"નહી!"

"ને તમે તેની આગળ તે જાહેર કરવા માંગોછ?" મોયાએ પુછયું.

"હું લટકો ફટકો કરી નાંખવા ઘણો તલપી રહયોછ. તેણીને મલ-વાનેજ હું બોટી છું!"

"વૅલ દોસ્ત બોટી થવાનું કાંઈ કામ નથી. જા, પેલી કેબીનમાં તે અંદર બેઠેલી છે; સઘળો ખુલાસો કરી દે. એને સમજાવી લે!" ઓટોએ કહ્યું.

ફોરેસ્ટના જીગરમાં ખુશાલી છવાઈ રહી–તેના ગાલોએ લાલી પકડી, તે તુરંત બતાવેલી કેબીનમાં દોડયો. તેણીનાં 'ધારાના હીમાયતી' ને ત્યાં જોઈ વરના ચમકી.

"મી૦ હૉલીંગડેલ! તમે હંઇ? ઘણી ખુશી થવા——"

"હું ઇચ્છુંછ કે મને જોઇ તમે ઘણા ખુશી થાવ," તે બોલ્યો "અરે વરના મને માફ કર, મેં તને છેતરીછ! હું પોતે ફોરેસ્ટ સીઇનિજ છું!"

"ફોરેસ્ટ સીઇનજ, તમે ફોરેસ્ટ સીઇનજ?" સોફાપરથી ઉછલી ઉભી થઈ તેણી ઠસ્સામાંજ બોલી.

"હા! હુંએ લુચ્ચાઈ થોડો વધુ વખત ચાલુ રાખતે, પણ તને ખોટા માણસની સાથ પ્યારમાં પડેલી જોઈ હું ચમકયો. માહરી સુધ્ધ ઉડી."

"મી૦ સીઇનજ," તેણી લગાર કડવાસથી બોલી "હું સખ્ત થવા માંગતી નથી; પણ હું જાણવા માંગુંછ કે એમ મને ઠગવાનું-તમારે નામે મને કોઈની સાથ પરણાવી આપવાનું કારણ શું?"

"તમે કોઇને પરણ્યાં નથી, પણ મનેજ પરણ્યાં છો?"

"વૉટ નોનસ્‌ન્સ યુ ટૉક! મને ક્રીયામાં રીંગ સઉતો પેલોએ પેહેડાવી?"

"નહી, મેં પેહેડાવેલી! રીંગ પેહેડાવવાનાજ બરાબર વખતે કોઇએ રેજીસ્ત્રારની બારીનો કાચ ભાંગી નાંખેલો ને તમે ચમકીને શું બન્યું હતું તે જોવા ગયાં તે તકનો લાભ લઈ રીંગ મેં તમારા હાથપર પેહેડાવી હતી. વળી રેજીસ્ટરપર સહી બી માહરીજ થઇ છે. હું અથંગ પેટે બોલુ પંચી છું, ને જે બોલો લગ્ન ક્રીયા વખતે વરરાજાએ બોલવાના છે તે બી હુંજ બોલ્યો હતો. તમે માહરી સાથ ખરેખરજ પરણ્યાં છો તે માટે કોઈ બી ના પાડી શકનાર નથી. હું તમને ચાહુંછ! વરના જીગરે જાનથી ચાહુંછ. તમો છેડાઇ પડો એ બીહીકથી આ ખુલાસો અગાઉનો મેં કીધો નહી, પણ હવે મને લાગેછ કે તમારા વગર હું જીવી શકશ નહી ને જ્યારે તમે પેલા ખોટા માણસ તરફ પ્યાર બતાવવા માંડયો ત્યારે માહરાથી વધું વાર થોભાયું નહી! બોલ જવાબ દે વરના વાહલી તું માહરી સાથ રહેવા રાજી છે?"

વરનાએ તેને વધુ સતાવવો વાજબી ધાર્યું નહી.

"પણ હું તો પેલાને—" તેણી હસીને બોલવા ગઈ.

"તેજ—તેજ સીતમનાક ખ્યાલે મને આવો ડુબલો કરી મેલ્યોછ, માહરૂં લોહી પાણી સુકવી નાંખ્યુંછ. તાહરો જવાબ હા કે ના અને તેપર માહરી જીંદગીનો આધાર છે. હા અને હું સુખી થવશ; ના અને સદા માટે આ જહાનથી હું ચાલ્યો જવશ!" અતીશય કકલીને ફોરેસ્ટ બોલ્યો.

"ઓ નહી? એમ ના બોલ!" વરના તેને વલગી પડી બોલી.

"શું તું ત્યારે મને ચાહેછ?"

"હા! તને—તનેજ!"

"તું તો પેલાને—"

"તે હું ખાલી ઢોંગ કરતી'તી! તાહરી લુચ્ચાઇની ખબર મને કે'દાહાડાની પડીછ, અને તે માટે તને શીક્ષા કરવા ખાતર મેં તને પજવ્યો છે. જે દાહાડેનું મેં જાણ્યું કે જેને હું ફોરેસ્ટ ધારતી'તી તે જ્યોર્જ છે અને જ્યોર્જ ફોરેસ્ટ છે તે દહાડેની માહરા જીગરમાં પ્યારની લાગણી બરપા થઇછ!"

ફોરેસ્ટે પોતાની પ્રિયાને પોતાના પાસામાં લીધી.




---

# જુનું અને જાણીતું

# એમપ્રેસ હૉટલ.

## નાશીક રોડ.

# દેવલાલી.

દેવલાલીની સીટલ ટેકડીના સઉથી સરસ આબો હવાવાલા રસ્તા ઉપર આવેલું આ મોટી લોક પ્રશંસા પામેલું હૉટલ, ઉંચી મેનેજમેંટ, સુંદર સ્વાદીષ્ટ અને તજુમલથી રાંધેલાં મિષ્ટાનો, જમવા રહેવાની ઉત્તમ સગવડો, રમત ગમતના એકથી અનેક સાંધણો ઈત્યાદી માટે પ્રસીધ્ધ છે.

માલેકની નમનતાઈ અને જાતી દેખરેખ હેઠલ દર સીઝનમાં સેંહેંકડો પહરોણાઓ તેની મોજ ચાખી જાય છે.

**માલેક:--જમશેદ એંડ સન્સ.**

## તમારાં દરદોને ટોરપીડો કરનારી સબમરીનો!

તમારાં શરીરમાં ઉભરાતાં દરદરૂપી બારકસોનો
નિકાલ લાવી નાંખવા માટે વાપરો

## આંતકનિગ્રહ ઔષધાલયની

દરેક જાતની નબલાઇનો નાશ કરે છે. શરીરને મજબુત તેમજ તેજસ્વી બનાવનારી સાબુત થઈ છે.




શરીર નખાસ્તુ રહેવાની લાંબી મુદ્દતની ફરયાદો કરતાં લાખો દરદીઓને તેનાથી તંદરૂસ્તા અને તાકાત મળી છે.

**કીંમત ગોળી ૩૨ ની ડબી એકનો રૂ. ૧**

વિશેષ વિગત જાણવા અમારૂં કામ શાસ્ત્ર પુસ્તક
અથવા પ્રાઇસ લીસ્ટ મંગાવો.

## વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

જામનગર કાઠીઆવાડ.

બ્રાંચ, કાલકાદેવી રોડ મુંબઈ.

જામ, જેલી, બીસ્કીટ, સારડીન, કોકો, ચૉકલેટ, ઇ. ઇ. વેલાતી ખોરાકીનો સરવે સામાન.

તથા

સેન્ટ, લવંડર, કોલનવોટર, સાબુ, તેલ, હેરઓઇલો વિગેરે જાતજાતના મેકરોના મારકીટ ભાવે અમારે ત્યાંથી મનપસંદ મળે છે.

મારકીટ ભાવે, સોનજો અને ચોખ્ખો, તમારા નાકના દાંડા આગલ અમો વેચયે છીએ.

## પીરોજશાહ નસરવાનજીની કું૦.

## શેઠના ચાલ, ગ્રાંટરોડ, મુંબઈ.

માલેક—પીરોજશાહ શાપુરજી ભેસાનીયા

ખાનુઓ અને ગ્રહસ્થો, ગ્રાંટરોડ વેરથી મારકીટ ખરીદી માટે ધકેલા ખાતા જવાની કંઈજ જરૂર નથી.

જેપાનીઝ અને ચાઇનીઝ કટલરી, તથા ભેટ આપવા લાયક ફેન્સી ચીજેનો મસ મોટો જથ્થો જોવો હોય તો પધારો.

પેટન્ટ મેડસીનો અને તરેહવાર પરફયુમરી મેળવવાનું માનીતું મથક !

ઇચ્છીત ફળ આપનાર




ઉમદા ગેરંટીવાલી

આ પુરૂષોના તમામ પ્રકારના ધાતુ વિકારનો નાશ કરે છે, તે અમારા ૩૨ વર્ષના જાતી અનુભવી સિદ્ધ થયેલ છે. નબળા શરીરમાં લોહી અને ધાતુ વધારી મજબુત બનાવે છે. છાતીના તેમજ ક્ષયના દર્દો ઘડપણની નબળાઈ, વિર્યનું કોઈ પણ પ્રકારે સ્ખલિત થવું. યાદશકિતનું મંદ થવું, હીસ્ત્રીઆ મટાડે છે. તથા હરકોઈ રોગ પાછળની નબલાઈ એ સર્વેને નાબુદ કરવા એક રામબાણ ઉપાય છે. ખાંસી, તથા દમ નાબુદ કરી ભૂખ લગાડી ખોરાક પચાવે છે. અને જુના પ્રમેહનો નાશ કરે છે. આ ગોળીઓ ધાતુ પુષ્ટી માંટે એક અતી ઉત્તમ ઉપાય છે. પુરૂષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી તેઓના શરીરમાંથી નબલાઇથી ઉત્પન્ન થયલા દરદોનો નાશ કરી શરીરના દરેક અવયવ પુષ્ટ બનાંવે છે. આંખે આવતાં અંધારાં, માથાનું દુખવું, પીશાબ માર્ગે ધાતુ જવી, યાદદાસ્ત શકિત ઓછી થવી, હાથ પગનું ધ્રુજવું, કામ કરતાં કંટાળો આવવો, જુવાનીમાં બુઢાપા જેવી હાલત, જુવાનીમાં ટુંકી નજર, ચહેરાનું ફીકકાપણું, સાંધાનો દુઃખાવો, ખાંસી, દમ, હાંફણ, જુની ગરમી વિગેરે દરદો જે ધાતુની નબલાઇથી થાય છે તે આ દવા વાપરવાથી શરીરમાંના બધાં દરદો દુર થઈ શરીર રૂષ્ટપુષ્ટ થાય છે, પાંચન શકિત સુધારે છે. આ ગોળીઓ દેશી વનસ્પતીમાંથી બનાવવામાં આવે છે. તે પહેલે દિવસેજ ફાયદો કરે છે.

એક દબીથી ફાયદો થાય છે. પણ ત્રણ દબ્બીથી ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની ગેરંટી મળે છે.

**કીં. ૩૨ ગોળીની દબ્બીનો રૂ. ૧. પાંચ દબ્બીના રૂ. ૪.**

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર.

**જામનગર.**

**મુંબઈ, કાલબાદેવી રોડ, વાઠલવાડીને નાકે.**

# મધરાસ હેર ઑઇલ.

આ તેલ બાળને સુંદર બનાવનારૂં અને ખરી પડતા બાળને અટકાવી સુંદર તેજસ્વી બનાવે છે અને બાળને ભમર જેવા કાળા, રેશમ જેવા બનાવી સુંવાળા ચળકતા, લાંબા કરવાની સાથે તેના જડને મજબુતી આપી ખરી પડતા અટકાવે છે તથા માથામાં થતો ખોરો, ચકરી આવવી, આંખમાંથી પાણીનું પડવું વીગેરે રોગો ઝડપથી નાબુદ કરી મગજને આરામ સાથે પુષ્ટી આપે છે. આ તેલમાં વાળને લગતા ખરા ગુણોનાં વશાણા સમાવેલા છે. આજે ઘણી જાતના તેલો નીકળે છે પણ તે ફાયદાકારક માલમ પડતાં નથી. આ તેલમાં ખરો ગુણ શું છે તે એકજ શીશી વાપરવાથી ખરો ફાયદો જણાઇ આવશે. કીં૦ ౦ાા=

દરેક કેમીસ્ટો તથા સ્ટોરમાંથી મળી શકશે.

## ધી રૉયલ ટૉયલેટ મેન્યુફેકચરીંગ કું૦.

સોલ એજંટ:—સોહરાબજી ડી. પટેલ,

પ્રોવીઝન પેટંટ મેડીસીન મરચંટ—પારસી બજાર, કોટ,—મુંબઈ.

# બલસારા ટ્યુશન

# કલાસ.

**સ્થાપના ૧૯૦૫.**

**(૧) ધોબીતળાવ મા૦ ચીચગરના બંગલામાં.**

**(૨) કોટમાં ડોકટર એરચશાહ હકીમનાં દવાખાનાની બરાબર સામે, ગનબાવ સ્ટ્રીટ.**

**પારસી કોમમાં જાણીતા થયેલા એક સદ્દગ્રહસ્થ લખે છે** કે:—"મી૦ અરદેસર માણેકજી બલસારાની માલેકી હેઠળ ચાલતા ટ્યુશન કલાસોની મુલાકાત મેં તા૦ ૧૯-૧૧-૧૭ ને રોજે લીધી હતી અને વિદ્યાર્થીઓના સંતોષ વચ્ચે જે શિક્ષણ અપાય છે તે જાતે નિહાળ્યું હતું. ટ્યુશન કલાસનાં કામ તરફ જોતાં **શિક્ષકોના મોટા સ્ટાફની જરૂર નથી,** તે છતાં દરેક વિદયાર્થીનાં માબાપો પોતાનાં બચ્ચાંઓની ખાસ કેળવણી માટે જે પૈસો ખરચે છે તેનો પુરેપુરો બદલો મળે અને દરેક વિદયાથી તરફ પુરતું ધ્યાન અપાય માટે મી૦ બલસારાએ મોટા ખરચે ઘણા શિક્ષકો રોકયા છે. જે વિદયાથી આલમ માટે ખુશી થવા જોગ છે. સ્ટાફ સઘલો ગ્રેડયુએટ, અંડરગ્રેડયુએટ અને અનુભવી શિક્ષકોનો બનેલો છે અને છોકરા છોકરી બાનુઓ કે ગૃહસ્થ વિદયાર્થી માટે જુદી જુદી કેળવણીની શાખા માટે ચુંટી કાઢેલા "એક્ષપર્ટ" શિક્ષકો રોકી મી૦ બલસારાએ પોતાના કલાસના "સ્ટેટસ"ને ઉંચ પંકતી ઉપર લઈ જવાની કોશેશ કરી છે તે ખરેખર મુબારકબાદી લેવા જોગ છે.

* * *

એક શિક્ષક દાખલ અને એક ઉદાર વૃતિના જરથોસ્તી તરીકે મી૦ બલસારા પુરેપુરા લાયક છે અને વિદયાર્થી આલમ એ ભલા ભાઈ તરફ ખેંચાય એ કુદરતી છે. હું આશા રાખું છું કે મી૦ બલસારાને પોતાનાં ખંતીલાં કામમાં ફતેહ મળે અને કેળવણીનાં ફળ ચાખી સુખી થતા ગરીબ, મધ્યમ અને તવંગર વિદયાર્થીઓના સઘળા રૂડા આશીષ એવણને આંમીન થાવ.

હું મારાં ખરાં જીગરથી ફતેહ અને મુબારકબાદી ઇચ્છું છું."